सुख सर्वस्वीं प्रत्येकाच्या मनावर अवलंबून आहे. मनाचे परिणाम जसे असतात त्या त्या मानानें प्रत्येकाची सुखदु:खाची कल्पनाहि बदलत असते. 'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो:' अशी संस्कृतमध्यें म्हण आहे. मन हेंच कर्माच्या बंधनाचें किंवा मोक्षाचें कारण आहे. Mind is the only cause either of the bondage of the soul with karmas or of its freedom from them. आपल्या हातून ज्या ज्या काही बऱ्यावाईट गोष्टी घडतात त्या सर्वांचें उत्पत्तिस्थान मन हेंच होय. इतकेंच नाहीं तर जें जें मी पाहतों आणि ऐकतों तें तें सर्व मनावर अवलंबून असतें. झोपेंत असताना डोळे असून देखील मला पाहतां येत नाहीं. कान असुन देखील ऐकूं येत नाहीं. कारण अशावेळीं मनाची क्रिया दुसरी कडे कोठें तरी चाललेली असते. यावरून आपल्या लक्षांत आलेंच असेल कीं मन हेंच सुख दु:खाचें किंवा बंध मोक्षाचें कारण आहे.

आतां सुख आणि आनंद या दोहोंत कोणता भेद आहे तें पाहूं सुख याप इंग्लिशमध्यें Pleasure म्हणतात, आणि आनंदास joy म्हणतात. सुख म्हणजे इंद्रियजन्य सुख हें क्षणिक व शेवटीं दु:खदायक आहे. व चमत्कारीं वृत्ति लागल्यामुळें उत्पन्न होणारें सुख हें आनंद म्हणजे सदा टिकाऊ टिकणारें आहे. या सुखांत म्हणजे महानंदांत दु:खाचा लवलेश देखील राहत नाहीं. सुख आणि आनंद यांचा मधला भेद उदाहरणें घेऊन सांगितला असतां लवकर समजण्यासारखा आहे जो पर्यंत प्रकृति चांगली आहे तो पर्यंतच आपणांस इंद्रियांकडून सुख मिळण्याची थोडी बहुत आशा असते. एकदां पंचेंद्रियें आपापलीं कामें करण्यास असमर्थ झालीं म्हणजे मग सुखाची आशा बहुतेक संपलीच असें म्हणावयास कांहीं हरकत नाहीं. परंतु इंद्रियें असून देखील काम भागत नाहीं. त्यांच्या कडून सुख घ्यावयाचें असेल तर आपणांस आणखी एका गोष्टीची अत्यावश्यकता आहे. ती गोष्ट म्हणजे पैसा. आपली इंद्रियें अगदीं सुरक्षित आहेत परंतु पैसा नसेल तर ह्यांचा कांहीं उपयोग नाहीं. " दांत है पन चने नही, चने है पर दांत नही " अशी आपली स्थिति होउन जाते. यदा कदाचित् कर्मधर्म संयोगानें दोन्हीहि साधनें अनुकूल असलीं तरी तीं सदैव सुख देणारीं नसतात. उदाहरणार्थ एकदां पोट भरल्यावर आपणांपुढे पक्वान्नांचें ताटचे ताट जरी भरून ठेविलेलें असलें तरी त्यांचेकडे आपण फिरून देखील पाहत नाहीं. कारण आपली क्षुधा शांत झालेली असते. उलट तेंच पक्वान्न ज्यास्त खाल्ल्यास विषासारखे होतात. सारांश इंद्रियजन्य सुख हें दु:खमिश्रित असुन क्षणिक आहे.

आतां आनंदाचें स्वरूप कसें काय आहे तें पाहू अशी कल्पना करा कीं, एखादा कठीण प्रश्न सोडविण्यात आपलें मन अगदीं गढून गेलेलें आहे. अशा वेळीं जर तो प्रश्न आपल्या कडून सुटला नाहीं तर मनास वाईट वाटतें. परंतु तो जर कां आपणा कडून सुटला तर त्यापासून आपणांस जो आनंद होतो तो कांहीं

निराळाच असतो. शाळेतील एखाद्या मुलाची गोष्ट घ्या. परीक्षा पास झाल्या बद्दल त्यास जितका आनंद वाटतो तितका एकादा गोड पदार्थ खाल्ल्यावर त्यास खास वाटत नाहीं. आपण ही परिक्षा पास झालों. ह्या परिक्षेस पुनः बसण्याची आवश्यकता आतां मुळींच जरूर उरली नाहीं असें तो म्हणतो. सांगण्याचें तात्पर्य एवढेंच कीं त्या परिक्षेच्या कटकटींतून जन्मभर मोकळें झाल्या बद्दल त्यास एका प्रकारची खात्री होऊन त्यापासुन त्यास आनंद होतो. तशाच प्रकारचा आनंद आपल्या हांतून एकादें सत्कृत्य झाल्यास आपणांसहि होतो. तो आनंद शब्दांनी व्यक्त करतां येत नाहीं. ज्याचा त्यानें स्वतः अनुभव घेऊन पाहावा. त्या आनंदापासुन आपणांस एका प्रकारची शांति उत्पन्न होते व ती शांति केव्हांहि नष्ट होते नाहीं. ह्या मनाच्या शांतिच परमानंद म्हणतात. ती सुखकारी व चिरकाल टिकणारी असते.

येणें प्रमाणें सुख व आनंद किंवा आत्मानंद अथवा परमानंद ह्यांच्या मधील भेद समजल्या वर आतां बंध व मोक्ष यांचें थोडे वर्णन करून मी हा लेख संपवितो। जगाकडे दृष्टि फेंकिली असतां एकेंद्रियादि जीवा पासुन तो पंचेंद्रियादि जीवा पर्यंत आपणांस नाना प्रकारचे प्राणी आढळून येतात. परंतु अगदी एकाच नमुन्याचे असे दोन प्राणी आपणांस क्वचितच आढळले असतील. ह्याचें कारण काय बरें असावें ? ईश्वरानें तर त्यांच्यात फरक केला नसेल ! पण हो अशी कल्पना मुळीं करावयास नको. कारण ईश्वर न्यायी आहे. एकास दुःखांत लोटणें व दुसऱ्यास सुखांत वाढणें हे न्यायीपणाचें कर्तव्य नव्हे. म्हणून ईश्वर हा आपला कर्ता नाहीं. जो तो आपल्या स्वतःचा कर्ता आहे. Man is the architect of his own self. मी म्हणजे आत्मा व पुद्गल ह्यांचा संबंध होण्याचें कारण काय ? मनुष्य हा स्वभावतःच इच्छामय आहे. ईच्छे शिवाय आपण कोणतेंहि कार्य करीत नाहीं. नाहीं म्हटल्यास प्रत्येक प्राण्यांत जन्मताच कोणत्याना कोणत्या तरी प्रकारची उपजत बुद्धि असतेच. तिच्या योगानें केव्हां केव्हां त्याचाकडून फार महत्वाची कामें घडून येतात. परन्तु ही उपजत बुद्धि कोणांत चांगल्या प्रकारची असते तर कोणांत वाईट प्रकारची असते. तद्वतच ईच्छेचें हि आहे. परंतु दोहोपेक्षां इच्छा किंवा तृष्णाच बळकट्तर आहे. जो पर्यंत आपल्या पाठीमागें तृष्णा लागली आहे तो पर्यंत आपली त्रंधा पासुन कधींच मुक्तता व्हावयाची नाहीं. शिवाय जो पर्यंत तृष्णा आहे तो पर्यंत आपल्या हातुन कर्म हें घडलेंच पाहिजे; आणि जोपर्यंत आपली कर्मापसून मुक्तता होणार नाहीं तों पर्यंत आपणांस मोक्षहि मिळणार नाहीं, कारण "कृत्स्नकर्म विप्रमोक्षो मोक्षः" अशी तत्वार्थात मोक्ष शब्दाची व्याख्या सांगितली आहे, करितां मुमुक्षुनीं भवपाश तोडून टाकून मुक्त होण्याची खटपट करावी. हा भवपाश सम्यग्दर्शन, सम्यग्ज्ञान, व सम्यक् चारित्र ह्या रत्नत्रयांनीच तोडतां येणार आहे. हा पाश तोडण्यास रत्नत्रयांशिवाय जगांत कोणतेंच शस्त्र समर्थ नाहीं.

सम्यग्दर्शन, सम्यग्ज्ञानव, सम्यक् चारित्र हें तर धर्माचें मुख्य माग आहेतच. परंतु त्यांतल्या त्यां चारित्राचें फारच महत्व आहे. मनुष्य किती ही शहाणा असला परंतु त्याचें आचरण जर चांगलें नसेल तर त्याच्या त्या विद्वत्तेची जगांत कांहींच किंमत रहात नाहीं. मो ज्ञानानें परिपूर्ण आहे व चारित्रांत ही निष्णात आहे तोच खरा खरा महात्मा उपदेश करणें फार सोपें आहे परंतु त्या प्रमाणें आपलें आचरण ठेवणें हें त्याहि पेक्षां शतपटीनें कठीण आहे. इंग्रजींत अशी म्हणहि आहे की " It is better said than done सर्व शिक्षण चा उद्देश शील बनविण्या कडे असला पाहिजे हें ध्येय धरून जर आपण आपला मार्ग क्रमूं लागलों तरच आपण सुरक्षित ठिकाणी जाऊन पोहोंचूं नाहींतर मध्यें कोठें तरी आड रस्त्यानें जाऊन आपणांस संसारार्णवांत भटकट फिरावें लागेल. हा धर्म रूपी मार्ग आक्रमण करण्याकरितां सम्यग्दर्शन, ज्ञान, व चारित्र हे तीन त्या मार्गांतले पथदर्शक होत त्यांच्या सल्यानें आपण जर वागूं लागलों तर आपण योग्य ठिकाणीं जाऊन पोहोंचूं, हें लक्षांत ठेवून प्रत्येकानें आपली व साधल्यास दुसऱ्य चीही आत्मोन्नति करण्याचा सतत प्रयत्न चालू ठेवावा. ॐ शान्तिरस्तु।

**वालचंद मोतीसाव पेठकर**—मलकापूर.

---

## प्रतिष्ठासारोद्धार।

( प्रतिष्ठापाठ हिन्दी टीका सहित )

पक्की जिल्द. मूल्य ३)

मैनेजर, दि० जैन पुस्तकालय—सूरत.




લખનારઃ—સંઘવી વાડીલાલ મુળજીભાઇ લીંબડી.

" જીંદગી મિથ્યા છે " " આયુષ્ય અલ્પ છે, " " સંસારમાં શો માલ છે. " " ઝાઝું જીવવામાં શો સાર છે, " " વહેલું મોડું પણ મરવું છે. " આવા માલ વગરના અને નિરાશાના વિચારો અને સંકલ્પોએ જીંદગીના મહત્વને ઉતારી પાડવામાં તથા તેની અલ્પતામાં ઉમેરો કરેલો છે. જીંદગી ટુંકી થવાનાં કારણોમા અયોગ્ય ખાનપાન, આહારવિહારાદિ નિયમોનું ઉલ્લંઘન, સાંસારિક હાનિકારક વ્યવહારો અને ઉત્પન્ન થતા રોગો ઇત્યાદિ અનેક કારણોની અત્યાર સુધી વિદ્વાન ડૉકટરો અને વૈદ્યો ગણના કરતા આવ્યા છે, પણ એ જીંદગી ટુંકી થવાનું એક બીજુ કારણ ગુપ્તપણે પોતાનો જબરો ભારો ચલાવે જાય છે તે આપણા લક્ષમાં નથી. એ કારણ મનનો સંકલ્પ છે સમજણા થઇએ છીએ ત્યાથીજ મૃત્યુના ભયની અને જીંદગી વ્યર્થતાની વાતોના સંકલ્પો આપણા મન સાથે બંધાતા માંડે છે. ક્ષણે ક્ષણે મૃત્યુના ભણકારા આપણા બીકણ અને ગાયલા બનેલા મનને ભડકાવે છે. " કાલની કોને ખબર છે, કાળનું ચક્ર માથે ફર્યા કરે છે, જીંદગી ટુંકી અને અસાર છે. " આવી આવી બાયલી શીખામણી (નીતિ) અને દોઢ ડહાપણથી લોકો નિર્માલ્ય, બીકણ અને પુરુષાર્થહીન થયા અને સમજણ આવ્યાની સાથેજ આપણામાં આવા હાનિકારક અને વિનાશકારક સંકલ્પો બંધાતા ગયા. એ સંકલ્પો બંધાતા ગયા અને ઉત્તરોત્તર વારસામાં મળતા ગયા અને ક્રમેક્રમે એ સંકલ્પનું બળ વધતુ ચાલ્યું, તે એટલે સુધી કે હાલના ઉગી નીકળતા સ્ત્રી કે પુરુષના અંતઃકરણમાં પણ સામાન્યતઃ નિર્બળતાના બાયલા વિચારો સ્ફુરી નીકળે છે, અને તે એ કે મારે

લાંબુ જીવવાનું નથી; બહુ તો પં૦ કે ૬૦. આજના વખતમાં પચાસ કે સાઠ વર્ષ જીવે તે તો ભાગ્યશાળી ! આવી રીતે તેઓ સંકલ્પ કરી બેઠા હોય છે અને મૃત્યુના જાસુસોને તે આ દુષ્ટ મર્યાદામાં ઉભેલા દેખતાં હોય તેમ તેઓ મૃત્યુની વાટજ જોઇ રહેલાં હોય છે.

માણસના મન ઉપર સંકલ્પબળ મોટી અસર કરે છે અને કાચી વયના માણસોના મન ઉપર તેની જબરી અસર થાય છે. એક બાળકના મન ઉપર બચપણથી જેવા સંસ્કારો અને સંકલ્પો તેમનામાં પ્રત્યક્ષ દેખાશે તે સંસ્કારો અને સંકલ્પોનાજ તેઓ બળીદાન અથવા ભોક્તા થશે. એક બાળકને બચપણથીજ નિરંતર ભય બીકણપણાની વાતો કરો તો તેનું પરિણામ શું આવશે ? તે નક્કી બીકણ અને બાયલું થવાનું. મોટપણે પણ બીવાના અથવા ભય પામવાના પડેલા સંસ્કારો જતા નથી, એવીજ રીતે એક બાળક પાસે ભયની કે બીકની વાતજ નહિ કરતાં, જો તેની પાસે નિરંતર બહાદુરીની, શૂરવીરપણાની અને પરાક્રમનીજ વાત કરો તો તેનું પરિણામ અવશ્ય એવું આવશે કે તે બાળક મોટું થતાં બહાદુર અને પરાક્રમી થશે. હથિયાર લઇ લડાઇના મેદાનમાં ઉતરી પડવાને માટે વણિકને ગમે એવી લાલચ, ઇનામ કે પગાર આપશો તોપણ તે જવાની હિંમત કરશે નહિં, અરે હથિયાર દેખીનેજ ભડકશે; પણ એક રજપુત કોળી કે ભીલનો નાનો છોકરો પણ હથિયાર પકડવાને તૈયાર થઇ જશે. તેનું શું કારણ ? વણિકને તે જાતના સંસ્કાર નથી, અને રજપૂત વગેરેને તેવા સંસ્કારો અને સંકલ્પો વારસામાંજ મળેલા છે. કેટલાક માણસો અમુક કાર્યને માટે પોતે લાયક છતાં પોતે પોતાનાજ મનથી પોતાને નાલાયક માની બેસે છે, અને પોતામાં નાલાયકનો દૃઢ સંકલ્પ કરે છે કે જેથી તે હમેશાં એ કાર્યને માટે નાલાયકજ રહે છે. મારામાં કાંઇ માલ નથી એવું માનનારાઓ હમેશાં માલ વગરનાજ રહે છે, અને જે એવો સંકલ્પ કરે છે કે અમુક કામ હાથ ધરીનેજ તે પાર પાડવું છે અને તે કામ કરવાને હું સંપૂર્ણ લાયક છું તથા તેમ હું કરીશજ; તે માણસ તે કાર્ય અવશ્ય સિદ્ધ કરે છે. આ સંકલ્પબળને સારાં કાર્યોમાં જોડો તો સારાં કાર્યો થશે, નઠારાં કામોમાં જોડો તો નઠારાં કાર્યો પણ થશેજ. હું રોગી છું, મારામાં કંઇ શક્તિ નથી, અને મારે ઝાઝું જીવવું નથી, એવા સંકલ્પો કરનારો માણસ સદા રોગીજ રહે છે, સદા અશક્તજ હોય છે અને થોડું જીવે છે. એથી ઉલટું, જે દૃઢ સંકલ્પી માણસ પોતાના મનમાં એવો દૃઢ સંકલ્પ કરે છે કે, મને કંઇ રોગ છેજ નહિ, હું સંપૂર્ણ સશક્ત અને સુખી છું અને મારે મરવુંજ નથી, તે માણસ સદા નિરોગીજ છે, બળવાન રહે છે અને લાંબો કાળ જીવે છે. સંકલ્પબળનો મહિમા ઘણો મોટો છે અને યોગવિદ્યાએ બળની સિદ્ધિ થાય છે. અમુક નિયમ કે નિશ્ચય ઉપર મનનો નિગ્રહ તેનું નામ યોગ છે, અને એવું માનસિક બળ અથવા નિગ્રહબળ ગમે તે પ્રકારે પ્રાપ્ત કરે તે યોગી છે. આ બળ પ્રાપ્ત કરવા માટે ખાસ કરીને ભગવાં પહેરવાની જરૂર પડતી નથી, ઉંડા ભોંયરામાં જઇને સમાધિ ચડાવવાની જરૂર નથી અથવા પ્રાણાયામ કરીને શ્વાસ ઘુંટવાની પણ ખાસ કરીને જરૂર નથી. અલબત તે બધા મનનો નિગ્રહ કરવાનાં સાધનો છે ખરાં, પણ એ સાધનો વિના પણ કેટલાક વ્યવહારી માણસો પોતાના સંકલ્પ બળ અને મનોબળથી યોગીના જેવું કાર્ય કરવાને સમર્થ થયા છે, એટલુંજ નહિ પણ સંકલ્પ બળથી અને એ સંકલ્પના પ્રતાપથી ઘણા દીર્ઘાયુ ભોગવવાને પણ ભાગ્યશાળી થયા છે.

---




(લેખક-લલિતાબાઇ, શ્રાવિકાશ્રમ, મુબઇ)

ભેદ વિજ્ઞાન=ભેદ એટલે પરસ્પર એક બીજામાં મળેલી ચીજોનું પૃથક્કરણ એટલે ભિન્ન ભિન્ન કરવું અને વિજ્ઞાન=એટલે વિશેષ જ્ઞાન, અર્થાત્ કોઇ પણ વસ્તુમા અનેક વસ્તુ મળી હોય તેને નયની યુક્તિથી સ્પષ્ટ જાણવુ તેને ભેદ કહે છે। જેવી રીતે તલમા તેલ મળેલુ છે તેને ઘાંચી જુદું કરી દે છે. વળી આપણે પણ એનો અનુભવ કરવાથી માલમ પડે છે. તેમજ લાકડામાં અગ્નિ ગુપ્ત રહેલી છે તેનુ સંઘર્ષણ કરવાથી સાક્ષાત્ અને અનુભવથી પરોક્ષ અગ્નિ અને લાકડાનું પૃથક્પણું આપણને માલમ પડે છે તથા દૂધમાં પાણી મળેલું છે તેપણ આપણે જુદું જાણી શકીયે છિયે તેમજ ઉના પાણીમાં ગરમપણું અગ્નિના સંબંધથી છે અર્થાત્ ગરમ પાણીમાં ગરમ ગુણ પાણીનો નથી પણ અગ્નિનો છે એ આપણે ભેદ વિજ્ઞાનથી જાણી શકીયે છિયે

આપણી વર્તમાન અવસ્થા એટલે મનુષ્યગતિ શરીરધારી જીવની અવસ્થા જીવ અજીવનું મિશ્રરૂપ મનુષ્યપણું છે. જીવનું સ્વરૂપ નિશ્ચયનયથી શુદ્ધ જ્ઞાન દર્શનમયી, આનંદરૂપ અવિનાશી, અમૂર્તિક સ્વસંવેદનરૂપ છે. અજીવ દ્રવ્ય પાંચ પ્રકારનાં પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ, અને કાળ, આઠ સ્પર્શ, પાંચ રસ, બે ગંધ, અને પાંચ વર્ણ એ પુદ્ગલના ગુણ છે, એ પુદ્ગલને છોડીને બીજા કોઇ દ્રવ્યમાં કદી પણ રહેતા નથી. પુદ્ગલ સાથે એ ગુણોનો અવિનાભાવી સંબંધ છે. જીવ અને પુદ્ગલને ચાલવામા ઉદાસીપણે સહાયતા કરનાર તે ધર્મદ્રવ્ય અને જીવ પુદ્ગલને ઉભા રહેવામાં સહાયતા કરે તે અધર્મ દ્રવ્ય, સર્વ દ્રવ્યને અવકાશ એટલે જગ્યા આપનાર તે આકાશ દ્રવ્ય અને વસ્તુની નવજીર્ણ અવસ્થા કરનાર કાળ દ્રવ્ય છે. આ પાંચે દ્રવ્ય જડ હોવાથી એમાં જ્ઞાન, દર્શન, અવિચલ સુખ કે આનંદ કાંઇ પણ નથી.

વ્હાલી બ્હેનો! તથા બંધુઓ, અનાદિ કાળથી તમારો આત્મા કર્મોથી બંધાયલો છે એ કર્મો ઘડીમાં હસાવે છે અને ઘડીમાં રડાવે છે, જ્યારે પુણ્યનો ઉદય થાય છે ત્યારે આપણે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે અને તેથી આપણે સુખ માનીયે છિયે પરંતુ એ સુખ નિત્ય નથી કારણ પુણ્ય હમેશા એક સરખું રહેતું નથી. સંસારમાં સર્વે પરપદાર્થ ક્ષણક્ષણમા પર્યાય અપેક્ષા નાશ થાય છે એમ જાણીનેજ તીર્થંકરોએ મહાન ઋદ્ધિ છોડી અને ભેદ વિજ્ઞાન દ્વારાએ અવિચલ આત્મિક સુખની પ્રાપ્તિ કરી જ્યારે પાપોદયનુ જોર આપણા પવિત્ર આત્મા પર ચઢાઇ કરે છે ત્યારે આપણે મા, બાપ, ભાઇ, વિગેરેની તથા અન્ય જનોની શરણની આશા રાખીએ છિયે પણ એ આશાથી કાંઇ પણ લાભ થતો નથી, પરંતુ ઉલટું દર્શનમોહની કર્મ મજબૂત થાય છે તેથી સુખકર શરણ નિશ્ચયથી આપણા આત્માનું ગ્રહણ કરવુ જોઇએ. આ પંચ પરાવર્તનરૂપ સંસારમાં ભ્રમણ કરતાં ફરતા જીવને કંઇ પણ શાંતિ મળી નહીં તો સત્ય સુખશાંતિના ઇચ્છક બ્હેનોએ તથા બંધુઓએ આત્માનુભવથી શાંતિ મેળવવી જોઇએ?

આ જીવ એકલો આવ્યો છે અને એકલો જવાનો છે. એકલાને કર્મફળ ભોગવવા પડે છે માટે આપણા સંબંધીઓને માટે આપણે અન્યાય કરવો નહિ કારણકે એનું ફળ આપણે એકલાનેજ ભોગવવું પડે છે હંસ જેમ પોતાની ચાંચવડે દૂધ અને પાણી પૃથક કરી નાંખે છે તેમજ આપણે પણ આત્મરૂપી હંસની ભેદ વિજ્ઞાનરૂપી ચાંચ અંતરંગના કર્મરૂપી પડદામા નાંખીને જીવ અને પુદ્ગલ પૃથક્ કરી દેવા જોઇએ. મિથ્યાત્વ, અવિરત, કષાય, અને યોગ દ્વારા કર્મનું આવવું થાય છે તે દુઃખદાયી છે

માટે એ આસ્રવને રોકવાનો ઉપાય શોધવો જોઇએ/ એનો સાચો ઉપાય આત્મ સ્થિરતા સિવાય બીજો કાંઇ નથી. જ્યાં સુધી કર્મોનો ઉદય વિદ્યમાન છે ત્યાં સુધી પૂર્ણ સુખ મળતું નથી માટે ધીરે ધીરે કર્મનો નાશ કરવો જોઇએ. કર્મ ત્રણ પ્રકારના છે. **ભાવકર્મ**, **દ્રવ્યકર્મ** અને **નોકર્મ**. ભાવકર્મ, રાગદ્વેષ, ક્રોધ, માયા, અને લોભરૂપ વિકારી ભાવને કહે છે એ આત્માનું સ્વરૂપ નથી, પણ મોહની કર્મના કારણથી થાય છે. દ્રવ્યકર્મ, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદની, મોહની, આયુ, નામ, ગોત્ર, અને અંતરાય આ આઠ છે.

**જ્ઞાનાવરણ** આત્માના જ્ઞાનગુણને પ્રગટ થવા દેતું નથી. **દર્શનાવરણ** આત્માના દર્શનગુણને પ્રગટ થવા દેતું નથી. **વેદની** ક્ષણીક સુખ દુઃખનો અનુભવ કરાવનાર છે, **મોહની** કર્મ સત્યાર્થ આત્મસ્વરૂપનો અનુભવ કરવા દેતું નથી અને પરપદાર્થમાં રાગદ્વેષ કરાવે છે. **આયુ** જીવને શરીરરૂપી જેલમાં રોકી રાખે છે. **નામ** કર્મ નાના પ્રકારના શરીરના આકાર બનાવે છે. ગોત્ર નીચ કુલમાં જન્મ ધારણ કરાવે છે. **અંતરાય** કર્મ આત્મબલમાં વિઘ્ન નાખે છે. નોકર્મ ઔદારિક, વૈક્રિયક, અને આહારક શરીરની રચના કરે છે. આ ત્રણે પ્રકારના કર્મોથી આત્મા વ્યવહારનયથી બંધાયલો છે એમ કહેવાય છે, પણ ખરૂં જોતાં શુદ્ધ નિશ્ચયનયથી આત્મા બંધાયલો નથી. જેવી રીતે એક ગાગરમાં લાડવા ભરેલા છે અને તેમાંથી આપણે આપણા હાથમાં લાડવા લઇને કાઢવા જઇએ તો તે આપણા હાથમાં લાડુ હોવાથી હાથ ગાગરમાંથી નીકળતા નથી તેને જો એમ માનવામાં આવે કે એ ગાગરે અમને બાંધી લીધેલાં છે તો તે ખોટું છે તેમજ કર્મથી શુદ્ધ નિશ્ચયનયથી આપણે બંધાયલા નથી, પણ આપણી માન્યતા એવી થઇ રહી છે કે બંધાયલા છિયે, તેથીજ એ માન્યતા આપણને દુઃખ દે છે. આપણો આત્માજ આપણો લોક અર્થાત્ જોનાર છે. બીજો કોઇ પર પદાર્થ લોક નથી કારણ કે તેમાં દર્શનનો ગુણ નથી. વ્હેનો ! આ જીવે અનેક પર્યાય પ્રાપ્ત કરી, કોઇ વખત રાજાનો ઓદ્ધો મળ્યો, સંસારમાં રઝલાવવાવાળું કુજ્ઞાન પણ અનેક વાર પ્રાપ્ત થયું, તેમાં આપણે હોશિયાર કહેવાયા તેમાં કાંઇ પણ દુર્લભતા નથી, પણ સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ અર્થાત્ આત્માનું યથાર્થ જ્ઞાન થવું દુર્લભ છે, તે મેળવવાની કોશીષ કરવી જોઇએ.

વ્હાલી બ્હેનો ! તથા બંધુઓ ! અમે અને તમે પૂર્વે કહ્યા પ્રમાણે ત્રણ પ્રકારનાં કર્મોથી બેજાર થઇ રહ્યા છીએ; એ કર્મ જ્યાં સુધી રહે ત્યાં સુધી પૂર્ણ સુખની પ્રાપ્તિ થતી નથી. એ ત્રણ કર્મનું મૂલ કારણ દ્રવ્ય કર્મ છે માટે દ્રવ્ય કર્મને નાશ કરવાના સાચો ઉપાય સ્વરૂપ લાભ છે તેને પ્રાપ્ત કરવો જોઇએ કારણ કે સ્વસ્વરૂપની પ્રાપ્તિથીજ સુખ શાંતિ મળે છે અને સ્વસ્વરૂપની પ્રાપ્તિ આત્માનુભવથી થાય છે આત્માનુભવ ભેદ વિજ્ઞાનથી થાય છે જેવી રીતે અમૃતચંદ્રસુરીએ સમયસારમાં કહ્યું છે—

श्लोक—

भेदज्ञानोच्छलनकलनाच्छुद्धतत्वोपलम्भा-
द्रागग्रामप्रलयकरणात्कर्मणां संवरेण ।
बिभ्रत्तोषपरममला लोकमम्लानमेकम्
ज्ञानं ज्ञाने नियतमुदितं शाश्वतो द्योतमेतत् ॥

અર્થાત્ ભેદજ્ઞાનના ઉછળવાના અભ્યાસથી શુદ્ધાત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે અને શુદ્ધાત્મ ભાવની પ્રાપ્તિથી રાગાદિ, ગ્રામનો પ્રલય થાય છે અને રાગાદિ ગ્રામના પ્રલયથી કર્મનો સંવર થાય છે અને સંવરથી ઉત્કૃષ્ટ સંતોષને ધારણ કરનાર, નિર્મલ, પ્રકાશવાન, કલુષતા રહિત શાશ્વત ઉદ્યોતમાન આ એક જ્ઞાન તે નિશ્ચલપણે જ્ઞાનમાં પ્રગટ થાય છે.

આવું સર્વોત્કૃષ્ટ અને પૂર્ણ સુખનું મૂલ જે ભેદ વિજ્ઞાન તેને સર્વ શ્રાવક શ્રાવિકાએ એકાંતમાં સામાયક દ્વારાએ વિચાર કરવાથી અથવા ધ્યાનથી પ્રાપ્ત કરી લેવું જોઇએ, તેને માટે પહેલાં સર્વ બ્હેનોએ અક્ષરજ્ઞાન કરીને અધ્યાત્મિક ગ્રંથ વાંચીને સમજી સાધ્ય તેની

બુદ્ધિનો વિકાશ કરવો જોઇએ. કેટલીક બ્હેનોનું એમ માનવું છે કે સ્ત્રીઓને ક્યાં કમાવા જવું છે એમ કહીને અભણ રહે છે, પણ બ્હેનો! જ્ઞાનની પ્રાપ્તિ કાંઇ ફક્ત પૈસા કમાવાને માટેજ નથી, પણ આપણે સાચું સુખ મળે તેને માટે છે માટે કોઇ પણ બ્હેનોએ અભણ રહેવું નહીં, પણ ભણી ગણી અધ્યાત્મિક ગ્રંથોનો સ્વાધ્યાય કરવો અને તે દ્વારા એ સર્વે સુખનું મૂલ ભેદ વિજ્ઞાન તેને પ્રાપ્ત કરીલેવું જોઇએ અથવા અધ્યાત્મિક પુજન કરીને જન્મ સફળ કરવો જોઇએ.

કારણકે ભેદ વિજ્ઞાનથી વર્તમાનમાં સુખ-શાંતિ, અનુભવાય છે, આત્મવીર્યની વૃદ્ધિ થાય છે, મનુષ્યમાં ઉંચ અવસ્થા પ્રાપ્ત થાય છે તેમજ દુઃખનું મૂળ કારણ કર્મ તેનો ધીરે ધીરે નાશ થતો જાય છે. માટે સ્ત્રી અને પુરૂષ બન્નેએ મનુષ્ય જન્મ સફળ કરવાને ભેદ વિજ્ઞાન કરવું જોઇએ. એનેજ માટે બાલ્યમાં શ્રાવિકાના બાર વ્રતો પાળવાં જોઇએ તથા બાર પ્રકારે તપ તપવા જોઇએ તથા શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ, જેવી રીતે નેમીચંદ્ર મુનિએ દ્રવ્ય-સંગ્રહમાં કહ્યું છે—

**ગાથા.**

तवसुदवदव चेदा ज्झाणरह धुरधरो हवे जम्हा।
तम्हा तत्तियणिरदा तल्लद्धीए सदा होइ॥

**ભાવાર્થ**—તપ શ્રુત અને વ્રતનો ધારી આત્મા ધ્યાનરૂપી ધુરાને ધારણ કરી શકે છે તેથી તમે પણ ધ્યાનની પ્રાપ્તિને માટે તપ, શ્રુત અને વ્રતમાં રત રહો. મારી કેટલીક વિધવા બ્હેનો વૃથા સમય બરબાદ કરે છે, તેઓએ જાણવું જોઇએ કે અમને ભેદવિજ્ઞાન પ્રાપ્ત કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે, માટે એ સુઅવસરમાં જેમ બને તેમ તપદ્વારા, જ્ઞાન દ્વારા, ધ્યાનદ્વારા, અથવા તો કોઇ પણ પ્રકારથી ભેદવિજ્ઞાનની પ્રાપ્તિ કરી લેવી, ભેદવિજ્ઞાન-માંજ કાંઇ આપણે આખો દહાડો નિર્ગમન થઇ શકતો નથી તો શેષ સમય પરોપકારમાં નિર્ગમન કરો.

અંતમાં મારૂં કહેવાનું તાત્પર્ય એજ છે કે આપણે સર્વ બ્હેનોએ તથા બંધુઓએ ભેદ-વિજ્ઞાનનું સ્વરૂપ સમજવું જોઇએ અને તે દ્વારા આપણા આત્મામાં કેટલે અંશે રાગ દ્વેષ ભળેલા છે તેનું નિરાકરણ કરવું જોઇએ અને રાગ દ્વેષને હેય જાણીને તેથી રહિત થવાની કોશીષ કરની જોઇએ અને એને માટે વ્રત પાળવાં જોઇએ. સ્વાધ્યાય કરવો જોઇએ, તપ તપવા જોઇએ, તથા બીજા નિયમને પાળવા જોઇએ શેષ સમય ખાસ કરીને વિધવાઓએ પરોપકારમાં નિર્ગમન કરવો જોઇએ, જેથી આલોકમાં સુખ શાંતિ યશ મળે અને પરલોકમાં શુભગતિ મળે તથા પરંપરાય મોક્ષ સુખની પ્રાપ્તિ થાય. અંતમાં મારી બ્હેનોનું નુતન વર્ષ સુખદાયી અને પરોપકાર કાર્ય કરવામાં ઉત્સાહી નિવડો એવી ભાવના ભાવીને લખવું બંધ કરૂં છું.

---

## अनुनयाष्टक।

### (गज़ल)

हमरी दशा है क्या अब, जिनवर! ज़रा निहारो,
हमरे कलेश अब ये, कृपया जरा हटा दो॥१॥
आपसमे भाई बन्धु, बहु डाह कर रहे है,
शुभ ज्ञान मन्त्रसे अब, शुभ ऐक्यको बढ़ा दो॥२॥
बिन ऐक्यके न होगा, उद्धार अब हमारा,
इस ही से यह विनय है, प्रभु! एकता बढ़ा दो॥३॥
अज्ञानकी अन्धेरी, मन खून छा रही है,
शुभ-ज्ञानका दिवाकर, हृदयमें अब लगादो॥४॥
अरु काम-क्रोधने भी, हमको सता रखा है,
करके कृपा हमोंपर, "षड्-दोष" को भगादो॥५॥
अधर्मकी अन्धेरी, चहुं ओर छा रही है,
अधर्म-तममें जल्दी, धर्मेन्दु जग-मगादो॥६॥
'आपसमें भाई हम सब, शुभ-प्रेम करना सीखें,"
प्रभु वीर! सब हृदयमें, इस मन्त्रको जगादो॥७॥
आखिर विनय "प्रवासी" करता प्रभो! यही है,
शुभ नाम 'वीर जिनवर' सबके हृदय लगादो॥८॥

पन्नालाल वर्मा—सूरत।




આરોગ્યમાં પ્રથમમાં પ્રથમ જરૂર બ્રહ્મચર્યની છે. આજકાલ આપણા સમાજમાં બાલ લગ્ન વધી પડવાથી નાની ઉમરમાં બાલક અને બાલકીઓ અપકવ વીર્યને નિરર્થક ફેંકી દે છે, તેથી ૪૦ વર્ષની ઉમ્મરે પહોંચવાં પહેલાં તેમના શરીર ખોખા થઇ જાય છે અને મનની યાદ-શક્તિ અને તર્કશક્તિ કમી થઇ જાય છે.

બાલ લગ્નથી જો કે આપણો સમાજ સામાન્ય રીતે સારૂં બ્રહ્મચર્ય પાલી શક્યો નથી પરન્તુ તેથી. પણ વધારે માઠી અસર દુષ્ટ સંસ્કારને લીધે ઉત્પન્ન થાય છે અને તેનું મુખ્ય કારણ આપણી અજ્ઞાનતા છે.

બાળક જ્યારથી જન્મે છે ત્યારથી પોતાના મગજ ઉપર દરેક પુદ્‌ગળની અસર લેતું જાય છે અને માબાપોનું જે અસભ્ય વર્તન, વાણીમાં અથવા ચારિત્રમાં જુએ છે અને સાંભળે છે તે વાત મનથી સહેલાઇથી લાંબા કાળ સુધી યાદ રાખી શકે છે અને તેજ પ્રમાણે ઘણી વખત વર્તે છે. આપણને જો તપાસીને જોવાની ટેવ હશે તો જણાશે કે, આપણે જેવા માઠા અથવા સારા બોલ દરરોજ બોલતા હોઇશું તેવાજ સારા અથવા માઠા બોલ બોલવાની બાળકને ટેવ પડશે. ટુંકમાં બાળક જો કે પહેલાં આઠ વર્ષમાં બોલી શકતું નથી, ભણી શકતું નથી તેમજ કાંઇ પણ કામ કરી શકતું નથી તે છતાં પણ ઘણું જ્ઞાન મેળવે છે માટે આ સ્થિતિમાં ઉચ્ચ જ્ઞાન આપવા માબાપોએ ખાસ કાળજી રાખવી જોઇએ. એટલે બાલકની સન્મુખ વિષયની વાત અથવા ઇશારા ઇત્યાદિ પણ થવા પામવા દેવું જોઇએ નહીં. જો આમ ન બને તો આપણે મોટી ઉમ્મરે તેના લગ્ન કરીશું તોપણ તેથી વિશેષ કાંઇ ફાયદો થવાનો નથી કારણ કે જેવું તે પંદર અથવા સોળ વર્ષની વયે સમજણ શક્તિ અને સામાન્ય કામ કરવાની અથવા વિચારવાની સ્વતંત્ર શક્તિ પામશે કે તરતજ તેના વિષયના સંસ્કાર જાગૃત થશે અને સમય આવે દુષ્ટ વાસનાનો ભોગ કરશે અને કુમાર્ગે ચઢશે.

વીર્ય ખાલી થવાના અનેક માર્ગ છે. સ્ત્રીનો શારીરિક સંભોગ; સ્ત્રીનો માનસિક સંભોગ, જાગૃત અથવા સ્વપ્નાવસ્થામાં હાથરસ, પુરૂષ સંભોગ ઇત્યાદિ અનેક રીતે વીર્ય નષ્ટ પામે છે.

જ્યારે જ્યારે આપણા મનમાં આ વાસના ઉત્પન્ન થાય છે ત્યારે આપણી આજુ-બાજુએ શું થાય છે તે ભૂલી જઇએ છીએ, માન મર્યાદા બાજુ ઉપર મૂકીએ છીએ, શરીર ધ્રુજે છે, રોમાંચ અનુભવીએ છીએ, ટુંકમાં દારૂડીઆ અને ગાંડા માણસ એ બે જાતના મનુષ્યો એક વ્યક્તિમાં રજુ થાય તોપણ કામાંધ માણસ જે સ્થિતિ અનુભવે છે તેનો ખ્યાલ આવી શકે એમ નથી. ટુંકમાં પુરૂષ, મનુષ્યત્વ ગુમાવી દેછે, સ્ત્રી કરતાં પણ શારીરિક અને માનસિક બળમાં તે ગમગે નબળો બને છે અને પશુની માફક જોરજુલમથી વાસના નષ્ટ કરવા મથે છે.

વાસના નષ્ટ થયા પછી ગાત્રો શિથિલ થઇ જાય છે, શક્તિ મંદ પડી જાય છે, પસ્તાવો થાય છે, બુદ્ધિ અને બીજી બધી ઇન્દ્રીયો બહેર મારી જાય છે અને ઘણીવાર સુધી બેચેન રહે છે.

વિષયસેવનથી માણસને માનો કે એક અનહદ સુખ એક ક્ષણ માટે થાય છે પરન્તુ અનહદ દુઃખ ત્રણ અથવા ૭ કલાક સુધી અનુભવવું પડે છે; જો મનુષ્ય વિચારશીલ હશે, જેને શારિરીક અને માનસિક બળની કિંમત જણાઇ હશે, જેનાં બીજા અલૌકિક સુખનો સ્વાદ ચાખ્યો હશે, તેને ગાંડા થવા

કરતાં (rational) રહેવું વધારે પસંદ પડતું હશે તેને આ રતિ ભર સુખના ભોગ માટે આટલો બધો મ્હોટો વ્યય કરવો ઉચિત નહીં લાગે અને તેના સેવનથી દૂર રહેશે.

સ્ત્રી પુરૂષના પ્રેમમાં પણ ઘણો મોહ છે કારણકે પ્રેમનું સ્થૂળ સ્વરૂપ સેવા છે. અને જ્યાં જ્યાં આદર્શ પ્રેમ છે ત્યાં ત્યાં મોહ ઓછો હોવો જોઇએ અને સેવાના રૂપમાં બદલાઇ જવો જોઇએ. કારણકે જેને બારીકાઇથી જોવાની ટેવ પડી હશે તેને જણાશે કે બાહ્ય શરીર પણ આપણુને ઘણા જોરથી આકર્ષે છે અને તે પણ સ્વભાવિક છે. બાહ્ય શરીરથી આકર્ષાઇ જવાય તો તેનો કાંઇ બાધ નથી પરન્તુ પ્રેમનું કાર્ય સ્વરૂપ સેવા છે અને વિષયવાસના અથવા શારીરિક ભોગો નથી.

કોઈ પુછે કે તો સૃષ્ટિમાં સ્ત્રી પુરૂષની જોડ કેમ હશે? લગ્નના ગાંઠ કેમ સંસારમા બંધાય છે, જો વિષયસેવન ન હોય તો પ્રજોત્પત્તિ કેમ થાય અને સૃષ્ટિ કેમ વધે? આ બધા પ્રશ્નનું નિરાકરણ થઇ શકે એમ છે.

મનુષ્યનું આધ્યાત્મિક બંધારણ બે ભાગનું બનેલું છે-એક તો સ્થૂલ અને બીજું સુક્ષ્મ સ્થૂલ ભાગ મનુષ્યમાં દેખાય છે અને કોમળ ભાગ ગૌણ રહે છે; જ્યારે સ્ત્રીમાં ઉંધું ઘડાણુ છે પરન્તુ બેના સંબંધથી એક આખું કાર્ય પેદા થાય છે એટલે કે ટુંકમા સષ્ટિની સંપૂર્ણતા બે જાતની સૃષ્ટિયા અથવા સ્ત્રી અને પુરૂષની સષ્ટિની સંપૂર્ણ થાય છે. આ સામાન્ય સ્પષ્ટિકરણ છે, પરન્તુ ઉત્પત્તિનો પ્રશ્ન આપણાથી સંપૂર્ણ રીતે ચર્ચા શકાય નહીં

લગ્નની ગાંઠથી બંધાવાનાં કારણુ અનેક છે. માણુસ એકલો દરેક જાતની પ્રવૃત્તિ આદરી શકે નહીં અને આદરે તો ઘણુજ થોડા પ્રમાણુમાં અને કેટલીક જાતની પ્રવૃત્તિ તો જીવનનાં આધાર માટે દરેકને ખાસ અગત્યની હોય, તો ત્યાં પણુ કાનની વહેંચણી થાય તો ઠીક અને તેથીજ સ્ત્રી પુરૂષ સ્થૂલ રૂપમા જોડાય છે.

લગ્નનું ઉંડું સ્વરૂપ સ્ત્રીને મિત્ર તરીકે સ્વીકારવાનું છે. મનુષ્ય એકલો હોય તો, તે ઘણો વખત સુખ અને દુઃખનો બોજો ઉઠાવી શકતો નથી જેમકે માંદગી ઇત્યાદિ, અથવા સુખના વખતમાં, અર્થલાભ વિગેરે અને તે વખતે અને ખાસ કરીને દુઃખના વખતમાં, મિત્ર તરીકેનું કામ સ્ત્રી સારે છે. ટુંકમાં સ્ત્રીમાં મિત્ર કરતાં વધારે હું કાંઇ પણ જોવા જેવું હોય તેમ માનતો નથી. મિત્રને જેટલા પ્રેમથી, જેટલી સેવાથી અને જેટલા માનથી બોલાવીએ છીએ તેટલુંજ પત્નીને આપવું ઘટે છે.

એ વાત સત્ય છે કે કુદરતજ આપણુને વિષયનો ભોગ શિખવે છે. પરન્તુ વિષયનો ભોગ, ફક્ત સુખ ભોગવવા માટે નહી-પરન્તુ જેમ કોઈ કીર્તિ અથવા અમર નામ મેળવવા માટે તરવારથી યુદ્ધમા લડતો હોય અને પરમાર્થિક જોસ્સાથી સ્વાર્થ ભોગ આપતો હોય તેમ વિષય સેવનમાં, પ્રજોત્પત્તિ કરી અમર નામ કરવાની ઉચ્ચ લાલસા હોવી જોઇએ અને તે માટે વીર્યરૂપી બન્ને વ્યક્તિએ ઉચ્ચ સ્વાર્થ ભોગ આપવો ઘટે છે. વિષય સેવન, રતિસુખ સ્વાદ માટે નથી પરન્તુ Landablo ambition તૃપ્ત કરવા માટે છે અને તે માટેજ વીર્યનો ભોગ આપવો ઘટે છે.

હવે જો બદ્ધ વીર્યવાન્ ત્રીશ વર્ષનો યુવક હોયતો તેને બદ્ધ વીર્યવતી વીશ વર્ષની પત્ની સાથે, ત્રણ વખત ભોગ કરવાથી સંતાન પ્રાપ્તિ થાય છે. કારણકે આ ઉમ્મરે બન્નેના વીર્ય ઘણાં તાકાતવાન્ અને ઉમદા વાતાવરણવાળાં સોહીમાથી નિકળેલાં હોય છે અને તેથી સંતાન પણુ એક દિવ્ય વીર બચ્ચું જન્મ ધારણુ કરે છે. એવું દૃષ્ટાન્ત સિંહ છે. સિંહ ફક્ત સિંહણુ સાથે વર્ષમાં એકજ વખત ભોગ ભોગવે છે અને સંતાનને જન્મ આપે છે.

વારંવાર સ્ત્રી સેવનથી અને તે પણુ અપરિપકવ દશામા સેવવાથી, ઘણો ભોગ આપવો પડે છે. કારણુ કે એક વખત ભોગ ભોગવવાથી

એક પણ ખોરાક ખાવાથી જેટલી તાકાત મળી હોય તે હોમાઇ જાય છે. અનેક વ્યાધિઓ જેવીકે, ચાંદી, પરમીઓ ઇત્યાદિ ઉત્પન્ન થાય છે; યાદશક્તિ અને મગજ શક્તિ ઘટે છે અને આયુષ્ય ટુંકું થાય છે.

બ્રહ્મચર્યના સેવન માટે સાત્વિક અને શુદ્ધ ખોરાકની જરૂર છે. ઉચ્ચ સંસ્કાર તથા કેળવણી, સ્ત્રીનો અસંગ, એકાન્તનો અભાવ, એ ખાસ સાધવા માટે પ્રયત્ન કરવો જોઇએ. ઉપરાંત વિષય વાસના ઉશ્કેરે એવા વાંચન, તથા શ્રાવ્ય અથવા દશ્ય નાટક અથવા સીનેમાનું સેવન પણ અયોગ્ય છે. માનસિક સંયમની ટેવ એ બ્રહ્મચર્યનું હૃદય છે. થોડી ઉંઘ અને શારીરિક વ્યાયામ અને ખોરાક એ સાધક ઉપાયો છે.

**બ્રહ્મચર્ય સ્વરૂપ વર્ણન.**

ટુંકમાં હવે આપણા શાસ્ત્રોમાં બ્રહ્મચર્યનું સ્વરૂપ શું આપ્યું છે તે જણાવીશ.

स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ।
संकल्पोऽध्यवसायश्च क्रियानिवृत्तिरेव च ॥
एतन्मैथुनमष्टाङ्ग प्रवदन्ति मनीषिणः ।
विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥ એટલે

પૂર્વે વિષય સ્મરણ, વિષય સ્તુતિ, (શ્રાવ્ય, અને વાચ્ય) વિષયવિહાર, વિષય પ્રેક્ષણ (ચિત્રમાં, નાટકમાં સીનેમામાં, અને સંસારમાં), વિષયવાદ, વિષય વિચારો, વિષય ભોગના નિશ્ચયો, વિષયમાં પ્રવૃત્તિઓ, "એ આઠ પ્રકારનું મૈથુન છે અને એનાથી એ આઠમાંથી વિરત બનવું એનું નામ બ્રહ્મચર્ય છે. એટલે બ્રહ્મચર્ય કોઇ બાહ્ય વસ્તુ નથી કે જે આપણી પાસે નથી અને મેળવવા જાણી છે પરન્તુ આપણી પાસે એ શક્તિ રહેલી છે અને તેથી બ્રહ્મચર્યની વ્યાખ્યા નકારમાં રાખેલી છે. એમાં ઉપાયનો પણ સમાવેશ થાય છે અથવા આપણા મોટા શાસ્ત્રમાં પણ "બ્રહ્મચર્ય પાળનારને પાંચ અતિચાર નડે છે એમ બતાવ્યું" છે.

स्त्रीरागकथाश्रवणतन्मनोहराङ्गनिरीक्षणपूर्वरतानुस्मरणवृष्येष्टरसस्वशरीरसंस्कारत्यागाः पञ्च ।

અને એ પાંચ અતિચાર સ્ત્રીમાં મોહ ઉત્પન્ન કરે એવી કથાઓનું શ્રવણ, તેના સુંદરાંગોપાંગનું નિરીક્ષણ, પૂર્વે ભોગવેલા રતિ સુખનું સ્મરણ, વિષયપોષક રસનું સેવન, અને શરીરને મોહથી શણગારવું એ પાંચ જાતની ક્રિયામાંથી વિરક્ત થવાથી બ્રહ્મચર્યની ભાવના સ્થિર થાય છે (तत्त्वार्थे भावनाः पञ्च पञ्च)

ઉપરોક્તિથી જણાશે કે આપણા શાસ્ત્રોમાં પણ બ્રહ્મચર્યને ઘણુંજ અગત્યનું પદ આપેલું છે. એ શારીરિક, માનસિક અને અધ્યાત્મિક ત્રણે બાબતોની મોટી સિદ્ધિ માટે ખાસ અગત્યનું છે. વિદ્યાર્થીઓમાં ખાસ એની આવશ્યક્તા હોવી જોઇએ કારણકે બ્રહ્મચર્યના પ્રભાવથીજ, સ્મરણ શક્તિ સતેજ અને ચિરકાલી રહે છે, બુદ્ધિ ચપળ બને છે અને લાંબા કાળ સુધી વાંચન અને મનન કરવાં છતાં મગજને થાક લાગતો નથી તેમજ ચ્હેરા ઉપર તેજ અને શરીરમાં કાન્તિ વધે છે.

D. B.

---

## माशूकने एक प्रश्न !

પીધી શરાબી પ્રેમથી ગાફિલ ઘેલો હું બન્યો !
માશુક ! ત્હારી યારીમાં-બદનામ બાકી શું રહ્યો ?
જાહોજલાલી છોડીને-મુશ્કિલ ! મ્હોબ્બત તો કરી !
તુજ વસ્લ ઇન્તેઝારીમાં-મુશિબત બાકી શું રહી ?
પ્રણય પંથે પરવરી પરિપૂર્ણ પાગલ તો બન્યો !
માશુક ! મ્હોબત પંજરે-બિસ્મીલ બાકી શું રહ્યો ?
આરામ સઘળો આવરી ! દીલ દર્દ તો વ્હોર્યું સહી !
માશુક ! મશિ લા માનવી વિવેક ભૂલ્યો શું કહી ?
તસ્વીર લીધી દસ્તમાં તુજ પેરમાં મસ્તક ધરી;
માશુક ! મગરા તુજને સદી સહાદતે બાકી રહી ?
કંગીપણું રે દાખની બે રહમ દિલ રહેતું નથી;
પરોક્ષ નૂર પરખાવે છે પણ નજરો થાય કેમ નહિ ? !

સ્નેહરાગી.

## જનોઈવાળા જૈનોને દિવ્ય સંદેશો।

પ્રિય ભ્રાતૃગણ,

આપણા પ્રાચીન શાસ્ત્રોમાં યજ્ઞોપવિત (જનોઇ) રાખવાનું કહેલું છે દાખલા તરીકે
विशिखोव्युपवितस्य यत्करोति न तत्कृतम्॥
ભાવાર્થ=ચોટલી તથા જનોઇ વગરનો પુરૂષ જે કંઇ ધર્મ કાર્ય કરે છે ને કર્યું ના કર્યું બરાબર છે. જે ઉપરથી જનોઇ અવશ્ય જોઇએ, એમ માલમ પડે છે, તે છતાં આપણા બંધુઓ અજ્ઞાનને વશ થઇ જનોઇ પોતે રાખતા નથી, તેમજ તેમના બાળકને પણ પહેરાવતા નથી. જેથી ધર્મભ્રષ્ટ રહી અનેક પાપકાર્યો કરી અધોલોકને પ્રાપ્ત થાય છે. માટે તેવાઓને ઉપદેશ આપી સુધારી તે પ્રથા ચાલુ કરવાના ઉદ્દેશે અને મુખ્યત્વે નીચેની બાબતોનો વિચાર કરવા આપણી જનોઇ સંસ્કારિત પુરૂષોની એક મીટીંગ ભરવી જોઇએ.

૧ આપણા બંધુઓએ વર્તમાન કાળમાં શા કારણથી જનોઇ પહેરવી છોડી દીધી છે?

૨ વર્તમાન કાળમાં જૈન પુરૂષો તેમજ તેમનાં સંતાનોનું મન જૈન ધર્મનાં સુત્રો પર શા કારણથી ચોંટતું નથી?

૩. આપણી સમાજ શા કારણથી મિથ્યાત્વી દેવોને પૂજવા લાગી છે?

૪. વ્યવહારિક ક્રિયાઓ જેવી કે સોળ સંસ્કાર, લગ્ન ક્રિયા, ગર્ભાધાનથી વાસ્તુ સુધીની ક્રિયાઓ વિગેરે શા કારણથી જૈન વિધિથી થતાં નથી?

—ઉપરોક્ત પ્રકરણનો વિચાર કરી તેનું ખરું કારણ શોધી કાઢી તેને સુધારવા માટેજ એકઠા થવાનું છે. કારણ કે—આપણે આજ સુધી વાટ જોઇ બેસી રહ્યા કે—આપણી જ્ઞાતિ, જૈન પત્રો, જૈન કોન્ફરન્સો, સભાઓ, મંડળો, પાઠશાળાઓ અને આપણી પાછળ નાણાંના લોભથી લાગ્યા ને પડ્યા રહેનારા ભટ્ટારકો, કંઇક કરશે, પણ લખ્યા સિવાય રહેવાતું નથી, કે તેમાંથી કોઇએ પણ આ બાબત માટે કંઇ પણ કર્યું હોય એમ જણાતું નથી, માટે હવે આપ મુવા વિના સ્વર્ગે જવાતું નથી, એ કહેવત અનુસાર સંસ્કારિત યુવાન વર્ગેજ બહાર આવી જ્ઞાતિના સ્વયંસેવકો બની એવું કાર્ય કરી બતાવવું કે જે દેખી દરેકના મુખમાંથી ધન્ય ધન્ય શબ્દ સાંભળવામાં આવે. આ કામમાં નાણાંની જરૂર નથી, પણ મી૦ વાડીલાલ ( એક સ્થાનકવાસી ધર્મબંધુ ) જેવા દૃઢ લાગણીવાળા સ્વયંસેવકોનીજ જરૂર છે, અને તેમાં મુખ્યત્વે જેણે જનોઇ ધારણ કરી છે, તેમણે પોતાનાં વ્રતોનો અમલ કરવા જલ્દી બહાર પડવું જોઇએ—કે જે વ્રતો જનોઇ પહેરતી વખતે લેવાય છે કે જૈન ધર્મનો ફેલાવો કરવો, પોતે શુદ્ધ બની બીજાને પ્રાયશ્ચિત આપી શુદ્ધ કરવા, ઉત્કૃષ્ટ આચાર પાળવો, જૈન ધર્મનાં સુત્રો પર શ્રદ્ધાન કરવું, વિગેરે વ્રતો લેવાય છે, તો તે વ્રતનો અમલ કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે, તો જૈન જનોઇવાળા પુરૂષો તે જવા દેશે નહિ અને પોતાનાં વ્રત દુષિત કરશે નહિ, એમ સંપૂર્ણ આશા છે. આવા કામમાં જાતિભોગનીજ જરૂર હોય છે ને તે પણ જેનાથી ન આપાય તેને ખરો જૈન સમજવો નહિ, પણ કોઇ ઢોંગી ધાલુજ જાણવો. છેવટે દરેક બંધુ મિટિંગમાં ભાગ લેશે એમ આશા છે, તો હવે મિટિંગ ક્યાં ને કઇ રીતિએ ભરવી તે વિષે દરેક સંસ્કારિત બંધુ પોતાના વિચારો નીચેને ઠેકાણે જણાવશે તો ઉપકાર થશે. બધાના ઉત્તર આવી ગયા પછી ચોક્કસ સ્થળ અને રીતિ નક્કી કરી આ પત્ર દ્વારા દરેકને જણાવવામાં આવશે તો દરેક જૈન બંધુ આવા પારમાર્થિક કાર્ય માટે એક પૈસાનું પોસ્ટ કાર્ડ વાપરશે એમ આ મંડળી આશા રાખે છે. ઇત્યલમ્

લી૦ મંત્રી, કાણીસા મિત્રમંડળી,
મુ૦ કાણીસા ( ખંભાત )

---

# 'સામાજિક બંધારણ અને તેની મુખ્ય ફરજો.'

Society is indeed a contract. It is a partnership in all science, a partnership in all arts; a partnership in every virtue and in all perfection. *Burke.*

'Caste is the great power and secret of Hinduism.'

*M. K. Gandhi.*

રાજકીય બાબતોમાં રાજ્ય જેમ પ્રજા સંરક્ષાર્થે પૂરતું ધ્યાન આપે છે તે પ્રમાણે હરેક પ્રકારની સામાજિક-જ્ઞાતિમંડળને લગતી બાબતો (સમાજની હરેક વ્યક્તિની માનસિક અને આત્મિક ઉન્નતિ) પર લક્ષ આપવું એ હરેક સમાજની ફરજ છે.

રાજકીય તંત્ર (Political Government) અને **સામાજિક તંત્ર** (Social construction)નું બંધારણ અને કાર્યક્રમ લગભગ એક સરખાંજ છે, ફક્ત બન્નેના વલણ યા તો પ્રવૃત્તિઓમાંજ તફાવત છે. રાજ્યતંત્ર પ્રજાનું હરેક પ્રકારના જાનમાલને લગતા બાહ્ય ઉપદ્રવોથી સંરક્ષણ કરે છે, જ્યારે સામાજિક તંત્ર માનસિક અને આત્મિક ઉન્નતિ કરવા તરફ વધુ લક્ષ આપે છે. સદ્વર્તનનો ઘણો ખરો આધાર સમાજનાજ ઉપર રહે છે. જેવું સમાજનું બંધારણ અને તેના કાર્યકર્તાઓ, તેવા વિચારશીલ અને વર્તનવાળા તે સમાજના સંબંધીઓ બને છે. સમાજથી વિરક્ત ઘણાજ થોડા પુરુષ રહે છે. હરેક વ્યક્તિ થોડેઘણે અંશે પણ કોઇને કોઇ સમાજ (Society)ને અનુસરે છે. આથી સામાજિક બંધારણ જેમ જેમ ઉચ્ચતર હોય તેમ તેમ તેના સંબંધીઓ પણ ઉચ્ચ વિચારવાન્ અને સદ્ગુણશીલ હોય એ સ્વાભાવિક છે. સામાજિક અને રાજ્યકીય બંધારણોમાં સામાજિક બંધારણ (Social constitution) રાજ્યકીય બંધારણ કરતાં પ્રથમ બંધાયલું છે એમ કેટલાક પાશ્ચિમાત્ય વિદ્વાનોનું માનવું છે અને તે વ્યાજબી લાગે છે. તેઓનું માનવું છે કે મનુષ્યો સૌથી પહેલાં તદ્દન જંગલી અવસ્થામાં હતાં અને વિચાર અને વર્તનમાં સરલ સ્વભાવી હતાં. પોતાનો જીવન નિર્વાહ આમતેમ રખડી ફલ ફૂલાદિ વનસ્પતિ ખાઇ કરતાં હતાં, પહેરવાને માટે ઝાડની છાલો શરીરે વિંટતા યા તો શરીર પર જુદા જુદા પ્રકારના રંગો ચોપડતા હતા. તેઓને રહેવાનાં સ્થળ સ્થાયિ ન હતાં. હાલ આપણે જેમ ભરવાડ જાતિને પોતાનાં ઘેટાં બકરાં સાથે આમતેમ ફરતી જોઇએ છીએ તેના જેવી સ્થિતિમાં કાંઇક તેઓ હતાં. પછી કાળે કરી એક પછી એક એમ ઘણા મનુષ્યો એક બીજાના ગાઢા સંબંધમાં જેમ જેમ આવતા ગયા તેમ તેમ તેઓએ પોતાની સાથેનાં ઢોર વિગેરે સાથે એકજ સ્થળે સ્થાયિ રહેવાનું પસંદ કર્યું. તેમાં જેને જે ફાવે તે સ્થળે તે રહ્યા અને તે જગ્યા તેની પોતાની માલકીની થઇ પડી. આ પછી એકબીજાના સહવાસમાં રહેવાથી માંહોમાંહેના વ્યવહાર માટે Mutual transaction તેમને જે યોગ્ય લાગ્યા તેવા નિયમો ઘડ્યા. આ પ્રમાણે બધા એકઠા મળી જે એકત્ર સમૂહ થયો તેને સમાજ Society નામથી ઓળખવા લાગ્યા. જેમ જેમ એક બીજાના સહવાસમાં તેઓ રહેતા ગયા તેમ તેમ સ્પર્ધા-ચડસા ચડસી અને અદેખાઇનાં મૂળ ફૂટવા લાગ્યાં અને આથી કરી 'બળીયાના બે ભાગ' (Might is Rigut) 'આ મારે તેની તરવાર' જેવી સ્થિતિ જ્યારે ઉપજી પડી અને જોરાવર કમતાકાતવાનને નાહક હેરાન કરવા લાગ્યા ત્યારે તેમાંના કેટલાકે એકઠા થઇ કોઇને આવી રીતે બળવાન પુરુષથી હેરાનગતિ ન પહોંચે અને

દરરોજના આજીવિકાના વેપાર ધંધાનું, ધાર્મિક ક્રિયાઓનું અને જાનમાલનું સંરક્ષણ થાય તે માટે તેમાંના એક યોગ્ય માણસને પસંદ કરી તેમના પર રાજ્ય કરવા 'રાજા' નીમ્યો. રાજાને મદદ કરવા રાજ્ય સભા વિગેરે મંડળો સ્થપાયાં અને આમ ધીમે ધીમે સામાજીક તેમજ રાજ્યકીય તંત્રો દિવસે દિવસે પોતાની હાજતો અને સંયોગો અનુસાર સુધારો વધારો કરતાં ગયાં અને ઘડાતાં ઘડાતાં હાલની સ્થિતિએ પહોંચ્યાં છે. આની સાથે એક બીજાના વિચારોની પણ આપ લે થઇ અને આ વિચારોમાં દિન પ્રતિદિન બીજા નવીન વિચારોનો ઉમેરો થતો જવાથી તે સઘળા વિચાર અને સિદ્ધાંતસમૂહમાંથી **સાહિત્ય** (Loteratnre) અને **તત્વજ્ઞાન** (Philosophy) શાસ્ત્રો જન્મ પામ્યાં. પશ્ચિમના લોકો તત્વજ્ઞાન અને ધર્મ એમ બે જુદા વિષયો માને છે જ્યારે આપણે ભારતવાસીઓ પ્રથમથીજ તે બન્નેને એક વિષય તરીકે ગણીએ છીએ.

પહેલાંના વખતમાં હિંદુસ્તાનમાં સામાજીક બાંધારણે હિંદુઓનું ઘણું ધ્યાન ખેંચ્યું હતું અને તેને માટે મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, માનવધર્મ સૂત્રો વિગેરે મોટા મોટા ગ્રંથો રચાયા છે.

હિંદુ ધર્મની કર્મ કાંડ (ક્રિયા ભાગ) ની બાબતો સ્મૃતિમાંથી મળી આવે છે અને તે બાબતોમાં વર્ણાશ્રમે જ્ઞાતિ ભેદ મુખ્ય ભાગ ભજવે છે. હિંદુ સંસારના નામથી હાલ આપણે જેને ઓળખીએ છીએ તે હિંદુ સંસારના ચાર વર્ણમા ભાગ પડયા. (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) શુદ્ર. આમાંના પહેલા ત્રણ દ્વિજ (બે જન્મી) નામથી ઓળખાતા હતાં. આ ચારમાં બ્રાહ્મણ જાતિને અતિ ઉચ્ચ પદ આપવામાં આવ્યું અને તેની સાથે કેટલીક બાબતોમાં તેમને ખાસ હકો (Special privileges) પણ આપવામાં આવ્યા. વર્ણાશ્રમમાં રખાયલા ભિન્નભાવનું પરિણામ આખરે એ આવ્યું કે તે વર્ણાશ્રમના ભિન્ન ભાવને નષ્ટ પ્રાય કરવા ઇ. સ. પૂર્વે ૪ થી સદીમાં મહાત્મા ગૌતમ બુદ્ધ આગળ પડયો અને તેમના ઉપદેશ વચનોમાં કલેશના મૂળરૂપ આવા ભિન્ન ભિન્ન વાડાઓનો નાશ કરવા બોધ કર્યો, છતાંએ તે વર્ણાશ્રમ ભેદો આજસુધી જળવાઇ રહ્યા છે. આ જુદા જુદા વર્ણોની એક એક સમાજ યા જ્ઞાતિ (Society) એમ મુખ્ય ચાર સમાન વિભાગ પડયા અને વર્ણ શંકરને લીધે અનુલોમ અને પ્રતિલોમ (intermarriges between higher and lower caste) પદ્ધતિ અનુસાર બીજા અનેક હલકા પ્રકારના જ્ઞાતિભેદ પડયા, પણ આ દરેક જાતિને લગતા અમુક નિયમો હતા જે નિયમો કાળે કરી ફરજ્યાત અને રીવાજ રૂપે થઇ પડયા તેની ઉંડી જડો હજુ પણ હિંદુસ્તાનમાં સર્વ સ્થળે જોવામાં આવે છે, આ નિયમોમાં મહાભારત જેવાં શાસ્ત્ર પણ દેશ, કાલ, ભાવાનુસાર સુધારો વધારો કરવા ઉપદેશે છે, પણ સ્વાર્થ યા અજ્ઞાન તેમ કરતાં અટકાવે છે

આ વર્ણાશ્રમના નિયમો આપણે જૈનો પણ પાળીએ છીએ. અને 'વટલાયું' 'અભડાયું' કહી અત્યંત ક્રોધી બની બાર ગાઉ દૂર ચાલ્યા જઇએ છીએ બ્રાહ્મણને (ભલે તે ગમે તેટલો ગંદો, દારૂડીયો કે માંસાહારી હો પણ તેને) આપણે પણ ઉચ્ચ ગણીએ છીએ અને ખુશી રીતે તેનું ગયેલું જમીએ છીએ, અને તેના વાસણમા તેનાજ ભરેલાનું પાણી પીવામાં બિલકુલ બાધ ગણતા નથી. આવા પ્રકારની બાહ્યક્રિયાઓએ હાલ આપણું એટલું બધું ધ્યાન ખેંચ્યું છે કે ક્રિયાકાંડ (શાસ્ત્રોક્ત) અંધ શ્રદ્ધાથી પણ પામવો તેજ મોક્ષદાર છે એમ મનાયું છે. આ બધું અજ્ઞાનજ જણાય છે, જેનાથી આભડછેટ વિષે બીવાનું છે તે જન્મ માત્રથી ઉંચ નીચ હોય તેનાથી નથી, પણ તે માંસાહારી, દુરાચારી યા મલીન હોય કે જેને જોતાં કે જે સંબંધી વિચાર કરતાં પણ આપણને દ્વેષ દુર્ગંછા અને મલીન વિચાર થઇ આવે તે છે. ભલે પછી તે સ્વર્ગવાસી દેવ

હો કે ઉચ્ચમાં ઉચ્ચ બ્રાહ્મણ હો. ખાલી અંધશ્રદ્ધાને ન માનતાં કાર્યનું કારણ જ્યાં શક્ય છે ત્યાં તે અવશ્ય જાણવુંજ જોઇએ.

આજકાલ હિંદમાં આ મુખ્ય ચાર વર્ણોમાં પણ બીજા અનેક વિશેષ ભેદો પડયા છે અને પડતા જાય છે તેનું મુખ્ય કારણ સ્વાર્થ અને કુસંપ છે અને સમાજ યા જ્ઞાતિ એટલે શું તેનો અર્થ સ્પષ્ટ સમજાયો નથી. દાખલા તરીકે જૈન જાતિને લઇએ તો તેના મુખ્ય ત્રણ ભેદ-દિગંબર, શ્વેતાંબર અને સ્થાનકવાસી. તેમાં દિગંબરમાં હુમડ, મેવાડા, નરસિંહપુરા, પંચમ, ચતુર્થ ઇત્યાદિ અનેક ભેદો છે. બીજા બે ભેદોમાં પણ આવીજ શોચનીય સ્થિતિ છે. આ વિભાગો કેટલેક સ્થળે તો એટલા નાના બન્યા છે કે તે વિભાગની ગૃહ સંખ્યા ગણીએ તો ભાગ્યેજ વીસ પચીસ પણ થાય અને જો તટલી થાય તો તે ફક્ત બે ત્રણ કુટુંબનીજ એટલે કે શાસ્ત્રોક્ત વચનોનું ઉલ્લંઘન કરી નજીકની સગાઇમાં લગ્ન કરવા વખત આવે તેવી છે. ધર્મ એકજ હોવા છતાં, જ્ઞાતિ બંધુઓની સંખ્યા નાની હોવા છતાં, ખાવા પીવાનો પણ વ્હેવાર હોવા છતાં, એક સાથે રહેવા છતાં, આવો ભિન્નભાવ જોવામાં આવે એ અતિ શોચનીય છે. આખી દુનિયામાં હિંદજ એવો દેશ છે કે જ્યાં ધર્મના અનેક ફાંટાઓ અને ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ અસલથી ચાલી આવે છે.

આવાં જ્ઞાતિ બંધારણો (Caste System) એક દષ્ટિએ જોતાં હિંદુસ્તાનને ઘણાંજ આશીર્વાદ રૂપ છે. જ્યાં તેત્રીસ કરોડ જેટલી બહોળી વસ્તી છે, તેવા વિશાલ પ્રદેશમાં તેના નાના નાના યોગ્ય વિભાગ પાડી તે દરેક વિભાગ પર દેખરેખ રાખવા એક ઉપરી નીમ્યો હોય તો કામ ઘણું સહેલું થઇ પડે, એ હાલની બ્રીટીશ રાજ્યબંધારણની પદ્ધતિથી સત્ય જણાય છે.

આજ પ્રમાણે ધર્મના પાયા પર પડેલા જ્ઞાતિ વિભાગો પણ હિંદુસ્તાન જેવા બહોલા પ્રદેશમાં નાનાં નાનાં સંસ્થાનો સમાન હોઇ તે સાથે સંબંધ ધરાવતા વર્ગને તે આશીર્વાદ રૂપ હોય એ સ્વાભાવિક છે, પણ તે વિભાગો ત્યારેજ આશીર્વાદ રૂપ કહેવાય કે જ્યારે તે પક્ષાપક્ષીનું, એક બીજા ભાગ વચ્ચે રાગ દ્વેષ કરવાનું જરાએ કારણ થઇ ન પડે, પણ પોતે પોતાના જથ્થાનું મધ્યસ્થપણે સત્યની ઉન્નતિ કરવા ખાતરજ બિનસ્વાર્થેજ કાર્ય કરે. કુતરાં ઉશ્કેરી માંહોમાંહેની લડાઇમાં બન્ને પક્ષમાં કોણ વિજય મેળવે છે તે ટગર ટગર જોયા કરી આનંદ માનવો તે અધોગતિને પમાડનાર હલકા પ્રકારનો આનંદ છે. આવા પ્રકારનાં પક્ષાપક્ષી જ્ઞાતિધર્મના ઉપદેશકો ન કરે અને પોતાના આત્મવીર્યને અને જ્ઞાનને સન્માર્ગે દોરી પોતાના જ્ઞાતિ બંધુઓની મધ્યસ્થપણે આત્મોન્નતિ કરવા પ્રયત્ન કરી આનંદ માને તો તે સહર્ષ આદરણીય છે અને આમ થાય તોજ—રાજ્યદ્વારી અને સામાજીક બાબતો એક બીજાને અડચણ કર્યા શિવાય પોતપોતાના રાહદારી માર્ગે ચાલ્યા જાય, દરેક બાગલાઓ સત્પ્રેમ સાંકલથી એક બીજા સાથે જોડાય, સર્વાત્મબંધુભાવ સર્વત્ર વર્તે અને રૂપ વધી આર્યાવર્તની પુનઃ જાહોજલાલી અસ્તિત્વમાં આવવાને કોઇ શંકા રહે નહિ.

આ દષ્ટિએ-આ તટસ્થ— મધ્યસ્થ દષ્ટિએ-જ્ઞાતિ વિભાગો હિંદને આશીર્વાદ રૂપ છે, પણ ધર્મના ઝગડા અને રાગદ્વેષ કરવાનાં જો સાધનો થાય તો તે તિરસ્કારને પાત્ર છે. આવી મધ્યસ્થ દષ્ટિએ વર્તવા છતાં કોઇ વાંધો ઉઠાવે કે 'જ્ઞાતિ બંધનો રાજ્યદ્વારી બાબતોમાં અડચણ રૂપ છે' તો તે વાંધો ઉઠાવનારને આપણે સ્પષ્ટપણે સમજાવી શકીશું કે આવી પ્રકારના જ્ઞાતિ સમાજો રાજદ્વારી ચલવલને કોઇ પણ પ્રકારે નિવારતાં નથી એટલુંજ નહિ પણ ઉલ્ટાં

રીતે તે તેના હેતુઓ સત્વરે પાર પાડવા સાહાય્ય કરે છે. રાજ્યદ્વારી બાબતો સામાજીક બાબતોનો પ્રતિપક્ષી નથી.–તે બન્ને બાબતો એક બીજાથી તદ્દન ભિન્ન નથી. બન્ને પક્ષે એક બીજા સાથે હળી મળી હાથમાં હાથ મેળવી કામ કરવાનું છે. બન્ને પક્ષે એક બીજા સાથેનો સંબંધ સમજવો જોઇએ કે જેથી નવા સુધારક સમાજો અને ધર્મ સમાજો ફૂટતા અટકે.

જ્ઞાતિ સમાજે પોતાના બંધુઓ પ્રતિ જે વિષે ફરજો અદા કરવાની છે તે બાબતો નીચે પ્રમાણે છે.–

(૧) લગ્ન (૨) ધર્મ (૩) કેળવણી (૪) આર્થિક સ્થિતિ.

(૧) લગ્ન–લગ્ન વિષે જે કરવાનું છે તે આ પ્રમાણે છે.

(અ) **બાલવિવાહ** યતા અટકાવવા.

(બ) વર કન્યાની યોગ્ય ઉમરે પર ધ્યાન આપી કજોડાં થતાં દુર કરવા.

(ક) કન્યાવિક્રયનો પ્રતિબંધ કરવો.

આમાંની પહેલી બે બાબતો પર જો પૂરતું લક્ષ આપવામાં આવે તો બાલવિધવા થવાનો સંભવ ઘણોજ થોડો રહે એટલુંજ નહિ પણ વર અને કન્યા બન્ને પુખ્ત ઉંમરે પહોંચતા સુધીમાં કોઇપણ પ્રકારની અડચણ સિવાય વર દુનિયાદારીનું વ્યવહારિક જ્ઞાન અને કન્યા ગૃહકાર્યનું જ્ઞાન સંપાદન કરવા લાયક બને અને બન્ને લગ્ન પછી સુખી બને. લગ્ન મોડું કરવું (યોગ્ય ઉમરે) એટલુંજ નહિ પણ વિવાહ પણ મોડોજ થયો જોઇએ કારણકે વિવાહ થાય ત્યારથીજ બન્નેની દૃષ્ટિમાં વિકાર થવા પામે છે, મન વિક્ષિપ્ત રહે છે અને પોતાનું આરંભેલું કાર્ય જોઇએ તેવું ફત્તેહમંદ નીવડતું નથી. શરીરને હાનિ કરવાને અને કાર્યમાં ખલેલ પહોંચાડવાને વિવાહજ બસ છે. વિવાહ થવાની આગળથીજ તેઓની જીવન વૃત્તિમાં ફેરફાર થવા માંડે છે અને લગ્ન થયે (બાલ વયે) તેની માઠી સ્થિતિની ડીગ્રીમાં વધારો થાય છે. બાલવિવાહનું એક માઠું પરિણામ એ છે કે ઘણા અભ્યાસ કરતાં હોંશીયાર વિદ્યાર્થીઓને પણ તેમનો અભ્યાસ છોડી દેવો પડે છે.

કન્યાવિક્રય સંબંધીની વાત હાલ ઘણાનું ધ્યાન ખેંચી રહી છે પણ તે વાત કન્યાવિક્રય કરનારાના કાને વહેલી પહોંચે અને તેમના હૃદયની છુપી લોભવૃત્તિની–સ્વાર્થની–કુંચીનો વહેલો નાશ કરવામાં આવે તોજ તે માટે કરેલા સર્વ પ્રયત્નો સફલ છે.

**કન્યા વિક્રયથી થતી હાનિઃ—**

(૧) કજોડાં–જેવાંકે; વૃદ્ધ અને બાલકુમારિકા, આથી બાલ વિધવાઓની વૃદ્ધિ થાય છે.

(૨) યોગ્ય ઉંમરવાળા સાથે લગ્ન થાય તોપણ બન્ને વચ્ચે સત્પ્રેમની લાગણી રહેવા થોડો સંભવ છે.

(૩) કન્યાવિક્રયને લીધે કન્યાને ગમે તેવા કુલમાં, અપંગ સાથે કોઇ જ્ઞાતિમાં અને દૂર દેશમાં અયોગ્ય વર સાથે પરણાવવામાં આવે છે. આથી કન્યાને દુઃખ પડે છે અને સત્પ્રેમની લાગણી રહેવા થોડો સંભવ છે.

(૪) ગમેતેવો લાયક વર હોય છતાં તે કન્યાવિક્રયના લોભીની વૃત્તિને નહિ સંતોષી શકવાથી પરણી શકતો નથી, એટલે કે જ્ઞાતિના મધ્યમ તેમજ ગરીબ સ્થિતિના લાયક વર પણ કુંવારા રહે છે. કન્યાવિક્રયની તેમજ વરની પહેરામણીની (Dowery) હદ બહારની રીત પણ તેટલીજ નિંદનીય છે. પહેરામણીને લીધે ખેદકારક બનાવો હમણાં બે વર્ષપર બંગાળમાં બન્યા હતા.

(૨) ધર્મ–જ્ઞાતિ સમાજની બીજી અગત્યની બાબત ધર્મની દેખરેખ રાખવાની છે. ધર્મ એટલે વ્યક્તિએ કરવું જોઇએ તે સત્કાર્ય–ફરજ (Duty) જે સત્કાર્યથી મનુષ્ય જડ ચેતનનો સ્પષ્ટપણે તફાવત સમજી સૃષ્ટિના સમસ્ત પદાર્થો-

નું યથાર્થ-સ્વરૂપ સમજી જન્મ મરણના દુઃખથી સદાને માટે મુક્ત થાય. સદ્ધર્મનો ફેલાવો કરવા અને તેના ગુણ તત્ત્વોને યથાર્થ સમજાવવા સદ્‌ગુરૂઓની ખાસ જરૂર છે. અને આથી કરી જ્ઞાતિ સમાજે સદુપદેશકોની સંખ્યા વધારવા અને સદ્ધર્મનાં બીજ ઉંડા રોપવા બનતો પ્રયાસ કરવો જોઇએ.

પણ સદ્‌ગુરૂ કોને કહેવો એ એક મોટો પ્રશ્ન છે. છતાં તેનાં કેટલાંક બાહ્ય ચિન્હોથી તેને ઓળખી શકીયે. જેવાંકે:—નીતિવાન, સ્વાર્થત્યાગી, આધ્યાત્મિક તત્ત્વોનું ઉંચું જ્ઞાન ધરાવનાર, વિચારવાન, નમ્રસ્વભાવી કે જેનાં મીઠાં વચનો સાંભળવાથી હૃદયને શાંતિ મળે. જ્યાં સુધી સદ્‌ગુરૂઓ મળતા નથી ત્યાં સુધી સન્માર્ગનું ભાન થતું નથી, સન્માર્ગ સ્પષ્ટપણે સમજાતો નથી અને સત્ય સર્યું જાય છે. જ્યાં સુધી સ્વાર્થ ત્યાગી પુરૂષો સત્યને તારવાનેજ ખાતર (નહિ કે પોતાનું નામ જાહેર કરવા યાતો પક્ષાપક્ષી વધારવા) બહાર પડશે નહિ ત્યાં સુધી સદ્ધર્મનો ફેલાવો થશે નહિ; અને જન આપવા પ્રયત્ન કરવા જોઇએ. સદ્ધર્મની લાગણીઓ વંશપરંપરા ચાલી આવતી નથી માટે ધર્મ ગુરૂઓ પણ વંશપરંપરા ચાલ્યા આવવા ન જોઇએ; અને જો વંશપરંપરાનો રિવાજ કાયમ રાખવો હોય તો તે પદવીને યોગ્ય ગુણો તે પદવીએ આવનાર વ્યક્તિએ અવશ્ય ગ્રહણ કર્યા હોવા જોઇએ. આવી ઉચ્ચ પદવીએ આવનાર વ્યકિત તે પદવીને લાયક ગુણોથી યુક્ત છે કે કેમ આવો વિચાર કરવામાં પણ જે દોષ ગણે છે તેવા બ્હીકણ અણસમજુ જેને તેને સદ્‌ગુરૂ તરીકે પૂજી ધર્મનોજ નાશ કરવા કમ્મર કસે છે. બહેતર કે દુરાચરણી ગુરૂઓ કરતાં પોતેજ પોતાના ગુરૂ થઇ બેસવું. જે તર્યો નથી તે તારવાનો શું છે? જેની વર્તણુંક વિશે શંકા જાય, જે અનીતિમાન હોય અને તે સાક્ષાત્ સાબીત થયું હોય, ધર્મજ્ઞાનમાં અધુરો હોય તેવો સર્વથી વક્તા તરીકે ન પૂજાય તે માટે જ્ઞાતિ સમાજે બનતી કોશીશ કરવી. હાલમાં દિગંબર જૈન કોમમાં ધર્મોપદેશકોની સંખ્યા ઘણીજ ઓછી છે અને તેનું પરીણામ એ આવ્યું છે કે દક્ષિણ હિંદુસ્તાનમાં ઘણા જૈન ધર્મીઓ પરધર્મીઓ બની ગયા છે અને અન્ય મતાવલંબીઓ તરફથી ઘણી હેરાનગતિને પહોંચ્યા છે. તે શિવાય ગુજરાત તરફ જોઇએ તો ત્યાં પણ જોઇએ તેવો ધર્મનો જુસ્સો નથી એટલુંજ નહિ પણ ધર્મનાં મૂળ તત્ત્વોનું પણ ઘણાને ભાન પણ નથી; ફક્ત સમજે અણસમજે થોડી ઘણી બાહ્યક્રિયાઓ કરવામાં આવે છે.

દાં વળી જુના વિચારવાળા ઘરડીયાઓ અને ૧૫ હાલના કેળવાયલા જુવાન વર્ગ વચ્ચે જે ધર્મ સંબંધી મતભેદ જોવામાં આવે છે, તેનું કારણ તે ભિન્ન સંયોગોને યથાર્થ સમજી શકયા હોય એવા સદુપદેશકોની ખામી છે. હાલનો જમાનો બુદ્ધિવાદનો છે. જે વાકય સાધારણ બુદ્ધિ અને દૈનિક અનુભવ વિરૂદ્ધ ન થાય તેજ સત્ય માનવામાં આવે છે. આધ્યાત્મિક તત્ત્વવેત્તાઓના ગ્રંથોમાં ભારી તર્કશક્તિનોજ બહુધા ઉપયોગ

કર્યો હોય છે. આથી જ્ઞાતિ સમાજે પૂર્વ અને પશ્ચિમના બન્ને દેશોના તત્વજ્ઞાનનું સારું જ્ઞાન ધરાવતા હોય તેવા ઉપદેશકો મેળવવા અને તેમને ઉત્તેજન આપવા પ્રયત્ન કરવો. આને માટે સ્થાનિક પાઠશાળાઓજ સંતોષકારક કામ કરી શકતી નથી.

ધર્મનો પ્રચાર કરવા જ્યાં જ્યાં જુના વખતના પુસ્તકના ભંડાર હોય તે ખોલી તેમાંના પુસ્તકોને ઘણી સંભાળથી જાળવી રાખી છપાવવાં જોઇએ કેટલાક આવા ભંડારને ઉઘાડવા દેતા નથી અને તેમાંનાં પુસ્તકોને ઉધાઇને ખવરાવી ધર્મના કીમતી ગ્રંથોનો નાશ કરે છે. આ પુસ્તકોના પ્રસિદ્ધકર્તાઓએ પ્રસ્તાવનારા ગ્રંથની ઐતિહાસિક ઓળખાણ આપવા વધુ લક્ષ આપવું. આ પ્રમાણે ધર્મ પુસ્તકો સંબંધની શોધખોળ કરવાની પણ સમાજની ફરજ છે.

(૩) કેળવણી—જાતિની ઉન્નતિનો આધાર કેળવણી ઉપર છે. ગમે તે પ્રકારની (સત્) કેળવણી અપાય પણ દરેક સમયે તેનું દષ્ટિ બિંદુ તો એકજ હોય છે. તે દષ્ટિ બિંદુ માનસિક શક્તિની ખીલવણી છે. માનસિક ખીલવણી સત્સાધનોથી સંતોષકારક રીતે થાય તો આધ્યાત્મિક ઉન્નતિ પણ આપોઆપજ થાય, એ દેખીતું છે. કેળવણી આપવાના મુખ્ય હેતુઓ સ્વ અને પર કલ્યાણ છે. અને પર કલ્યાણમાં મુખ્ય સ્વધર્મ સેવા અને દેશ સેવા છે. આ સેવાનો જુસ્સો રગેરગમાં પ્રસરાવવા જ્ઞાતિ સમાજે બનતા પગલા લેવાં જોઇએ. પૈસો કમ મેળવવો એટલુંજ નહીં પણ પોતાની આજુબાજુ થતી દરેક પ્રકારની ચળવળમાં પણ વાકેફ થવું જોઇએ. કેળવણી ઉપર સદ્વર્તનનો પણ આધાર રહે છે. હિંદુસ્તાનમાં કેળવાયલા વર્ગનું પ્રમાણ બીજા દેશો સાથે સરખાવતાં ઘણુંજ થોડું ગણવામાં આવે છે.

કેટલાકનું માનવું છે કે આધુનિક કેળવણી લેવાથી વિદ્યાર્થીઓ સ્વચ્છંદી બને છે, ઉદ્ધત બને છે અને નાના મોટાની માન મર્યાદા રાખતા નથી. અને આ વાત વ્યાજબી છે એમ કબુલ કરીએ તો આમાં દોષ કોનો કહાડી શકાય? આમ બનવું કંઇક અંશે બીન કેળવાયલાઓનોજ. જો બધા કેળવાયલા હોય તો એક બીજાને પોતાના વિષે અભિમાન રાખવાનો કે ઉદ્ધત થવાનો પ્રસંગ પણ આવે નહિ. આવો પ્રશ્ન ફરી ઉભો ન થવા પામે માટે સદ્વર્તનવાળા, સાદા અને ઉચ્ચ વિચારવાળા નિશાળ અને કોલેજોમાં શિક્ષકો રોકવા જોઇએ.

વળી કેટલાકનુ માનવું છે કે બધી જાતના માણસો કેળવણી લેશે તો હલકા પ્રકારનો ધંધો પછી કોણ કરશે, તેઓ પોતાનો ધંધો છોડી દેશે અને તેઓ પોતે બીજાની તાબેદારી નહિ ઉઠાવે. આ પ્રશ્નનો ખુલાશો જો બધા કેળવાઇ જાય તો તરતજ થાય તેમ છે. કારણ કે જ્યારે બધાએ કેળવાયલા હશે ત્યારે કેળવણી સંબંધી પ્રશ્ન ન ઉઠતાં આર્થિક—પૈસા કમાવવા બાબતનો પ્રશ્ન ઉભો થશે અને જ્યારે પૈસા કમાવાનો સવાલ આગળ આવશે ત્યારે જે વસ્તુઓ પેદા કરવાને થોડા માણસો કામે લાગ્યા હશે અને જે વસ્તુઓની ઘણી મોટી માગણી હશે તે વસ્તુઓ પેદા કરવાને કેળવાયલા માણસો પણ કામે લાગશે એ સ્વાભાવિક છે કારણકે તે ધંધો કરવાથી વધારે કમાવાશે.— ભલે પછી ગમે તે પ્રકારનો તે ધંધો હોય. આટલુંજ નહિ પણ આમ થતાં હરિફાઇનો જુસ્સો વધશે અને તેથી કરી અમુક ધંધામાં ખાસ પ્રવીણ (Specialist) થવાના પ્રયત્ન કરવામાં આવશે. આવી રીતે ધીમે ધીમે દેશની આબાદી થશે.

કેટલાક જે પશ્ચિમની વિદ્યાનો દોષ કહાડે છે કે તે વિદ્યા ઉદ્ધત અને ધર્મભ્રષ્ટ કરે છે તેઓએ તેનો દોષ કહાડીનેજ અટકવાનું નથી કારણકે તેની અંદર કેટલાક ગુણો પણ છે કે જે ગુણોને લીધે તેઓ હાલ આપણા પર સામ્રાજ્ય ભોગવે છે; તે વિદ્યામાંથી જે જે સારભૂત હોય તે તે ગ્રહણ કરી તેના સાથે સાથે આપણી પૂર્વની વિદ્યાનો પણ સંતોષકારક અભ્યાસ કરવો જોઇએ.

પણ આ વિદ્યા સંપાદન કરવા પૂરતાં સાધનો હોવા જોઇએ. જો કે આ સાધનોમાં ભણનાર વિદ્યાર્થીની પોતાની બુદ્ધિજ મુખ્ય સાધન છે છતાં એ તે સાધન બહારનાં બીજાં સાધનો વિના પોતાનું કામ પાર પાડી શકતું નથી, માટે આ બાહ્ય સાધનો પૂરા પાડી આપવા જ્ઞાતિ મંડળોએ બનતી મદદ કરવી. કારણકે વર વહુને પરણાવવા અને જમણવારોની બાબતોમાંજ ભાંજગડ કર્યેથી તેમની ફરજો પૂરી થતી નથી.

ઉપર જણાવ્યું તેમ હિંદુસ્તાન બીજા દેશો કરતાં કેળવણીમાં ઘણું પછાત છે અને તેનાં કારણો ટુંકમાં નીચે મુજબ છે. *

૧. જૈન સમાજની કેળવણીની જરૂરીયાતના સંબંધમાં પૂરતી ખામી.

૨. જુના વિચારવાળા લોકોની માન્યતા કેઃ—પ્રાચીન સમયની પૂર્વની વિદ્યાજ સર્વોત્તમ છે અને હાલની કેળવણીથી વિદ્યાર્થીઓ સ્વચ્છંદી અને ધર્મભ્રષ્ટ થાય છે પણ બન્ને વિદ્યા સંપાદન કરવાથી ફાયદો થાય છે તેની સમજની ખામી.

૩. હાલની કેળવણી લઇ લોકો ઘણે ભાગે સારા તાબેદાર સરકારી નોકરો બને છે ખરા પણ તેથી જોઇએ તેવો આર્થિક લાભ થતો નથી.

૪. છેલ્લાં બસો ત્રણસો વર્ષ દરમ્યાન પરદેશીય હુમલાઓથી હિંદમાં રહેલી અશાન્તિ.

હવે આવી મુશ્કેલીઓને દૂર કરી કેળવણીને ઉત્તેજન અપાય તો વધારે સારૂં. અમુક પ્રકારની પદ્ધતિ ખોટી હોય તેથી તે વસ્તુ (કેળવણી) જ ખોટી છે એમ કહેવું એ ઘણું ભૂલભર્યું છે. પદ્ધતિમાં ખામી જણાતી હોય તો નવી યોગ્ય પદ્ધતિ અનુસાર કામ કરો. કેળવણીને ઉત્તેજન આપવા અને વિદ્યાર્થીઓનો માંહોમાંહે હરીફાઇનો જુસ્સો ઉત્પન્ન કરવા જ્ઞાતિ સમાજે એકત્ર પૈસાનો ભંડોળ કરી તેમાંથી યોગ્ય જણાય તેવા લાયક અને ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ (છાત્રવૃત્તિ) આપવી જોઇએ. હાલના વખતને લગતા કોઇપણ જૈન સમાજને ઉપયોગી વિષય પર હરીફાઇના ઇનામી નિબંધ લખવા જોઇએ. કેળવણીને ઉત્તેજન આપવા બોર્ડીંગ હાઉસોની પણ ઘણી જરૂર છે. તેવી બોર્ડીંગો સ્થળે સ્થળે સ્થાપી સ્વ. દાનવીર શેઠ. માણેકચંદ હીરાચંદ જે. પી. એ જૈન કોમને અત્યંત આભારી કરી છે. જૈન કોમ, તેમાં વિશેષે કરી દિગંબર જૈન કોમ, કેળવણીના સંબંધમાં ઘણીજ પછાત છે. અને આથીજ હાલની ચળવળમાં જોઇએ તેટલો ભાગ એ કોમ લઇ શકતી નથી. જેમ છોકરાઓને કેળવવાની જરૂર છે તેમ છોકરીઓને પણ તેમને યોગ્ય કેળવણી આપી કેળવવાની જરૂર છે અને તેને માટે આવિકાશ્રમ જેવી સંસ્થાઓને સ્થાપવાની તેમજ તેને ઉત્તેજન આપવાની ખાસ જરૂર છે.

(૪) આર્થિક સ્થિતિ.—જ્યાં સુધી આર્થિક સ્થિતિ સારી ન હોય ત્યાં સુધી ઉપરોક્ત કંઇ પણ થઇ શકે નહિ. માટે જ્ઞાતિની વર્તમાન આર્થિક સ્થિતિ કેવી છે અને જો તે બરાબર ન હોય તો તેમ હોવાનું શું કારણ છે તે જ્ઞાતિ મંડળે તપાસવું જોઇએ. પોતાના જ્ઞાતિ બંધુઓ કંગાલ અવસ્થામાં હોય અને આપણે તવંગર હોઇ મોજમઝાઓ ભોગવીએ અને તેમની બિલકુલ દરકાર ન કરીએ તો આપણે તેમના તરફ કઠણ હૃદય રાખી નિર્દયતાથી વર્તીએ છીએ એમ કહેવાને કોઇ વાંધો નથી. તેમને કોઇ પણ રીતે સારા ધંધામાં ઠેકાણે પાડવા એ જ્ઞાતિના પૈસાદાર વર્ગની ફરજ છે. તેમને કલાહુન્નર અને વ્હેપારી જ્ઞાન આપી આર્થિક સ્થિતિ સારી કરવા ધ્યાન આપવું.

જ્ઞાતિ મંડળ—ઉપર કહેલી બધી બાબતો જ્ઞાતિ સમાજે વિશેષ કરી ધ્યાનમાં લેવાની છે. આ બાબતો ધ્યાનમાં લેવાય અને કામ સુલભ થાય તે માટે સઘળા જ્ઞાતિ બંધુઓમાંથી અમુક અનુભવી અને વિદ્વાન્ માણસો અમુક વર્ષ સુધી કામ કરવા ચૂંટી કહાડવા. આ ચૂંટી કહાડાયલાઓ સઘળા જ્ઞાતિ બંધુઓના એકત્ર પ્રતિનિધિઓ છે. તે પ્રતિનિધિઓએ જેમ બને તેમ સ્વાર્થ ત્યજી નિષ્પક્ષપાતે જ્ઞાતિહિતાર્થે કાર્ય કરવા પ્રતિજ્ઞા લેવી જોઇએ. આ પ્રતિનિધિ મંડળે-યા જ્ઞાતિ મંડળે યા જ્ઞાતિ પંચે દર વર્ષે યા તો અનુકુલ ન હોય તો દર ત્રીજે વર્ષે પણ એકત્ર થઇ તેમના આગળ રજુ કરાયલી બાબતોપર વિચાર કરવો. અને તે અમલમાં મૂકાવા દરેક પ્રકારનાં ડહાપણભર્યાં પગલાં લેવાં કે જેથી સંપ કરતાં કુસંપ અને ઐક્યતા કરતાં અનૈક્યતા ન થાય અને તડ ન પડે

આ પ્રકારે દરેક જ્ઞાતિ પોતપોતાની ફરજ વિસ્તૃત (બહોળા) અર્થમાં સમજે અને પૂર જુસ્સાથી પોતાનું કાર્ય ઉપાડી લે તો ભારતવર્ષના ઉદયનાં કિરણો ફરી ટુંક સમયમાં હિંદ ઉપર મધ્યાન્હ કાલનો ઝગઝગતો પ્રતાપી સૂર્ય પુનઃ પોતાનું સામ્રાજ્ય વર્તાવી રહે.

અવિનાશી અરિહંત તું, એક અખંડ અમાન,
અજર અમર અણુજન્મતું, ભયભંજન ભગવાન.
આધિ વ્યાધિ ઉપાધિને, હરો તંત તોફાન.
કરૂણાકર કરૂણા કરો, ભય ભંજન ભગવાન.
નીતિ પ્રીતિ, નમ્રતા, ભલી ભક્તિનું ભાન,
આર્ય પ્રજાને આપશો, ભય ભંજન ભગવાન.
હર આળસ એદીપણું હર અઘ ને અજ્ઞાન,
હર ભ્રમણા ભારત તણી, ભય ભંજન ભગવાન.

શ્રીમદ્ રાજચંદ્ર ! લેખક—હિંમત.

## पुस्तकालय ।



यह बात शनैः२ लोग मानते जाते हैं कि पुस्तकालय उन्नतिके एक प्रधान कारण है। पुस्तकालयोंके न होनेसे भारतकी अधोगति बहुत कुछ हो चुकी है। आजकल भी बहुतसे उन पुस्तकालयोंके बन्द रहनेसे–जिनके मालिक भट्टारक आदि बन बैठे हैं–उन्नतिमें बहुत बाधा पड रही है। जैन समाजमें एक ऐसे पुस्तकालयकी अत्यंत आवश्यक्ता है, जहां जैनियोंके संपूर्ण ग्रन्थोंकी मुद्रित या लिखित प्रतियां प्राप्त हो सकें। यह पुस्तकालय किसी ऐसे नगरमें होना चाहिए जो कि भारतके मध्यमें हो और जहां जैनियोंकी अच्छी वस्ती हो। ऐसे पुस्तकालयकी कुछ अंशमें पूर्ति करनेका उद्योग आगराका जैनकुमार पुस्तकालय कर रहा है। अत्यंत धनहीनताके होनेसे जैसी उन्नति होनी चाहिए थी वैसी यह नहीं कर सका है। किंतु इसके योग्य कार्यकर्ता और अन्य असुविधाओंको देखते हुए यही कहना होगा कि इसने आशातीत उन्नति कर ली है। इसकी पुस्तकें कोरी आलमारीकी शोभा ही नहीं बढाती किंतु वे प्रतिमास ६०, ६५ पढी भी जाती हैं। अबतक जिन २ विद्वानोंने इसका निरीक्षण किया है, वे सब ही इससे प्रसन्न हुए हैं। पुस्तकालयके साथ वाचनालय भी है। इस वर्ष इसमें बहुत सुधार हो गया है। आजकल उसमें २०, २२ समाचारपत्र आते हैं, पढ़नेवालोंकी भी औसत संख्या प्रति दिवसकी १५, २० है। सबसे बड़ी कमी जो माननीय निरीक्षकोंने इस पुस्तकालय व वाचनालयमें बताई है वह है स्थानकी। जिस कमरेमें वर्त्तमानमें यह है उसमें बहुतसी असुविधाएँ हैं अतः पुस्तकालयके योग्य सर्वथा नहीं है। बडी लागतकी धर्मशाला आदि बनानेवाले धर्मात्मा सज्जन क्या इस अत्यंत उपयोगी कार्यकी ओर लक्ष्य नहीं करेंगे? नहीं, हमें यह आशा नहीं है। किंतु हमें यह विश्वास है कि शीघ्र ही कोई माईका लाल धनी धर्मात्मा भाई इस शिकायतको दूर कर देगा। और हजार पांचसो रुपए लगाकर एक सुडौल बड़ासा कमरा बनवा देगा या कोई आगरेका ही भाई मौकेका बना बनाया कमरा पुस्तकके कामको दे देगा। उक्त प्रार्थनाके सिवाय हम उन विद्याप्रेमी सज्जनोंका भी चित्ताकर्षण करते हैं जो अपनी चंचल लक्ष्मीसे जैन ग्रन्थ मोल लेकर बांटा करते हैं। हमारी उनसे सविनय प्रार्थना है कि वे ऐसे समयमें इसे न भूलें। पुस्तक प्रकाशकोंसे भी हमारा नम्र निवेदन है कि वे अपनी २ छपाई पुस्तकें भेजते रहा करें जिससे सहजमें ही पुस्तकोंकी संख्या बहुत बड़ी हो जाय। क्या हमारी यह प्रार्थना धर्मात्माओंके कानोंमें पडेगी। तथास्तु।

मोती कटरा, आगरा। } **मंगीलाल जैन**
ऑ० मंत्री, जैनकुमार पुस्तकालय

તથા પૂછડી હોવાથી શું બેડોલ દેખાય છે? ના ના. તેનામાં અક્કલ હતી. પણ હાલની સુધરેલી પ્રજાને બાંડા ગમે છે. ભલા મનુષ્યોના સ્હેજ સ્હેજ કાન કાપ્યા હોય તો કેમ ખરાબ દેખાય? પૂછી જોજો શોખીનોને? પણ મનુષ્યો કયા કાચા છે કે કાન કાપવા દે. એ તો કુતરા કમ અક્કલ કે કાપવા દે છે, પણ નિર્દય રાક્ષસો આગળ ગરીબનું શું જોર?

આજકાલ જ્યાં ત્યાં હોમરૂલ અને સ્વતંત્રતા મંગાય છે તો તેઓ બીજાને કેમ સ્વતંત્રતા નથી આપતા. પોપટ વિગેરે પક્ષિઓ જે વિશ્વના લોકોને મધુર ગાન સંભળાવવા તત્પર રહે છે તેઓને આપસ્વાર્થી પોતેજ એકલા તેનો લાભ લે એવી આશાથી પીંજરામાં પૂરે છે. આ કેટલા વખતની કેદ? જન્મ પર્યંતની. આ પણ એક અતીચાર.

ઘોડાગાડી રાખીને કેટલાક શેઠીઆ આનાં અતીચાર કરે છે. શું પૈસાનો આવોજ ઉપયોગ! હે શેઠીઆઓ! પહેલાં તમો તમારા ઘરમાં તમે જે અતીચાર કરો છો તે બંધ કરી બીજાં કરતાં હોય તે બંધ કરી બીજાં ન કરે તેનો ઉપદેશ દો.

## બીજું સત્યાણુવ્રત.

અહિંસાણુવ્રત વિષે જોઇ ગયા છીએ. હવે આપણું બીજું વ્રત શું છે તે વિષે વિચાર કરીશું- બીજું વ્રત સત્યાણુવ્રત છે. સત્ય અણુવ્રત એટલે સ્થૂલ અસત્ય પાપ બોલે નહિ તથા બીજાની પાસે બોલાવે નહિ અથવા જે સત્ય ભાષણથી બીજાને દુઃખ ઉપજે એવું સત્ય ભાષણ પણ બોલે નહિ તથા બીજાને બોલવાને પ્રેરે પણ નહિ. એના પણ પાંચ અતીચાર છે. ૧. ખોટો ઉપદેશ આપવો. ૨. કોઇની છાની વાત પ્રકટ કરી દેવી. ૩. ખોટા દસ્તાવેજ વગેરે લખવા. ૪. સોંપેલી વસ્તુ ભૂલી જવાથી ઓછી આપવી. ૫. મંત્ર ભેદ પ્રકટ કરવો.

૧કત આ વ્રતનું આચારણ કરવાથી સત્યવાદી હરિશ્ચંદ્રને અમર ખ્યાતિ મળી અને તેનું નામ અમર થયું. હે બધુઓ! જો આપણે બારે વ્રતોનું આચારણ કરીએ તો આપણી ખ્યાતિ કેવી થાય? જ્યારે એક વ્રત પાળવાથી દેવતાઓ પણ પ્રસન્ન થયા ત્યારે બારે વ્રતો ધારણ કરવાથી કોણ પ્રસન્ન ન થાય? પણ અફસોસની વાત છે કે એ વ્રત પળાતુંજ નથી. ઉલટું વિપરીત રીતેજ વપરાય છે.

કોઇ ચીજ આપણે જાણતા હોઇએ અને હકાર યા નકાર કરીએ તો જુઠું બોલ્યા એમ શું ન કહેવાય? ધારો કે એક વિદ્યાર્થીએ ચોરી કરી અને જ્યારે તેનો શિક્ષક આવી વર્ગ મધ્યે એમ પૂછે કે આ ચોરી કોણે કરી અને જ્યારે કોઇ બોલે નહિ ત્યારે એમ ન કહેવાય કે તે છોકરો જુઠું બોલ્યો નથી? અલબત તે હડહડતું જુઠું બોલ્યો એમજ કહેવાય.

જુઓ કે ગરીબો તથા વગ વગરના આદમી કેટલા રહેંસાય છે. ખોટી સાક્ષી પુરવી, ખોટા દસ્તાવેજો કરવા એ શું?

કાણાને કાણો કહેવો એ પણ અસત્યાણુવ્રત છે. કોઇ આદમી બહેરો હોય અને તેને બહેરો બહેરો કહી ખીજવવો એ પણ અસત્યાણુવ્રત.

હિંદુસ્થાનની વ્યાપારિક સ્થીતિ જુઓ. કોઇને કોઇનો વિશ્વાસજ નહિ. જો આપણે નજીવી વસ્તુ ખરીદવાની હોય છે તો આપણે કેટલી મુશીબત પડે છે. દુકાનદારને ત્યાં જઇએ અને ભાવ પૂછીએ તો જો બે આનાની કીમત હોય તો કહેશે કે ચાર આના. આપણે પણ ખાત્રી હોય કે એવડો ભાવ ઠોકે છે. આપણે ત્યારે કહીશું કે દોઢ આનો. આખરે પચ દશ મીનીટે એક બે દુકાને ધક્કા ખાધા બાદ આપણે બે આનેજ મેળવી શકીશું. આથી ઉભયપક્ષને ગેરફાયદો થાય છે. વ્યાપારીનો તેમજ ખરીદનારનો અમૂલ્ય વખત જાય છે અને જે વ્યાપાર એક ભાવથી ૧ મીનીટમાં થાય તેજ વેપાર અસત્યથી ૧૦ મીનીટમાં થાય છે. ભલેને લોકો બુમો પાડે કે વખત અમૂલ્ય છે. ગયો વખત પાછો આવતો નથી. દરેક વસ્તુમાં પણ દગો. શા માટે

વિલાયતી છે: ખાસ લંડનમાં બન્યો છે. ઇત્યાદિ પ્રશંસનીય વચનો બોલી ખોટા ધર્મના, ૧બાપના તથા દાદાના સમ ખાઇ નકલી માલ ઘરાકને પોરવે છે. તોલ ખોટા, વચન ખોટાં, માલ ખોટો, ત્યારે ખરું શું? પૈસો. બસ પૈસા ખરા છે કે ખોટા તેનોજ વિચાર કરે. આવી પદ્ધતિ સુધારવાની ખાસ જરૂર છે. એકજ ભાવ અને ચોખ્ખો માલ રાખે તો વ્યાપારીને તેમજ ખરીદનારને સુગમતા પડે અને લાભ પણ વિશેષ મળે: ઇંગ્લીશ દુકાનો જુવો. એકજ ભાવ. લેવું હોય તો લો, નહિ તો ચાલ્યા જાવ. બસ એકજ ભાવ. આથીજ તેઓ ફાવી ગયા છે, માટે ભાઇઓ, હવે તમારાં વ્રત પાળવાનો વિચાર કરો અને હવે તમારી કોમને ઉદયમાં લાવો.

અપૂર્ણ.

## मृतमिष्टान्न निषेध।

**सुणजो मित्रो मारा आज, मारे करवुं मोटुं काज. टेक.**

आज कालमां क्रिया खर्च तो, थाए छे बहु भारी;
काढुं तेने कम्मर बांधी, जे छे चाल नठारी. सुणजो० १.
रात दिवस जे साथे रहीने, मदद करतो भाई;
मुवा पछी तमे खावा बेठा, क्हां गई सगाई. सुणजो० २.
स्वार्थी स्नेही घणा दीसे छे, अखीले आ जगमांय;
बाळ रांडे के वृद्ध रांडे ते, घरे नहि मनमाय. सुणजो० ३.
नर होवे के नारी होवे, होवे पछी ते बाळ;
पोते तो बस लाडु खावा, भले गयो ते कौळ. सुणनो० ४.
मनुष्यंनुं जब मर्ण थाय छे, रडे पोकारी जेह;
तेह पछी तो खावा बेठा, शोक गयो निज गेहे. सुणजो० ५.
राक्षस पेटी घणा थया छे, जमवामां मशगूल;
धर्म न जाणे भेद न जाणे, भव सागरमां डूले. सुणजो० ६.
खर्च त्रियानो जब दिन आवे, करो पूजन धुमधाम;
रोनाराने शास्त्र वांचीने, समजावो सुख काम. सुणजो० ७.
आवा खर्चो कमी करीने, दान करो ते ठाम;
गुंवलाने साथे आवे, कर्या होय जे काम. सुणनो० ८.
तोज तमरो उदय थाशे, पाप थशे बहु दूर;
**मोहन** जैनी हेते कहे छे, बंध करो रुढी क्रूर. सुणनो० ९.

**काणीसा मित्र मंडळी—काणीसा.**

१. आसा. २. धम मंदिर. ३. घेर. ४. राक्षसना जेवा-सारां माठानो विचार नहि करनार. ५. डूबे. ६. बाळमानो. ७. धाउ. ८. घोडा.

## आ ते लग्न के मनुष्य यज्ञ!

(૧)

અસંખ્યાત દ્વીપ સમુદ્રોથી સંગઠન થયેલી આ પૃથ્વી ઉપર મધ્યના જંબુદ્વિપમાં ભરત-નામે એક ક્ષેત્ર છે, કે જેની અંદર હિંદુ લોકો પવિત્રપણે જીવન ગાળી રહેલા છે, તે ક્ષેત્રની અંદર પવિત્ર ભૂમિથી બનેલો અને અનેક શહેરોથી શોભી રહેલો એવો ગુર્જર નામે દેશ છે, તે દેશમાં એક સાજનપુર નામે શહેર આવી રહેલું છે, જેમાં તેના નામ પ્રમાણે સાજન અર્થાત્ સજ્જન માણસો વસી રહેલા છે. વળી જેની અંદર અનેક સુવર્ણમય કલશોથી સુશોભિત એવાં જિન મંદિરો શોભી રહ્યા છે, કે જેની અનેક યાત્રીઓ યાત્રા કરે છે અને પુણ્યનો લાભ પ્રાપ્ત કરે છે. પ્રકૃતિ દેવીના સૌંદર્યની તો શહેરમાં મણાજ નથી. વળી એ શહેરમાં નર નારીઓ ધર્મપૂર્વક જીવન ગાળી રહેલા છે. તેઓમાં ઘણા જણ જૈન ધર્મનું પાલન કરનારા છે. તેઓમાં ધર્મ તરીકે બે પંથ પડેલા છે. જેમકે દિગંબર (દીશા રૂપી વસ્ત્રને ધારણ કરનાર, અર્થાત પરીગ્રહ સિવાયના નિર્ગ્રંથ), શ્વેતાંબર (શ્વેત અર્થાત સફેદ વસ્ત્ર ધારણ કરનાર). તેમાંના દિગંબરોમાં પણ દ્રવ્યલોલુપિ ભટ્ટારકોના પ્રતાપથી બે ગચ્છ થયેલા છે. જેમકે મૂળસંઘ અને કાષ્ટાસંઘ. એવા બન્ને તરહના દિગંબર જૈનો તે શહેરમાં વસી રહ્યા છે, જેમની જ્ઞાતિ ભટેવરા અર્થાત મેવાડાની છે.

અત્રે જે બીના વર્ણવવાની છે, તેમાં આવનાર પાત્રો ઉપરનીજ જ્ઞાતિના છે. તેમાં તેમનું મૂળ વતન ઉપરનુંજ શહેર છે, કે જ્યાં લગ્નાદિક ક્રિયા કરાવવા તેમને આવવું પડે છે. જે પ્રખ્યાત ઘટના બનેલી છે, તે વખતે વૈશાખ માસનો દિવસ હતો. તાપ રાજાએ સંપૂર્ણ અધિકાર ફેલાવ્યો હતો. બપોરના પવનના સપાટા ચાલી રહ્યા હતા. નગર જનો બાગ બગીચાનો આશ્રય લઈ બપોરા ગાળતા હતા, જેમાંના કોઇ હાસ્ય વિનોદ કરી રહ્યા હતા, તો કોઇ ભાંગ દેવીને આવકાર આપતા હતા, તો કોઇ નિંદ્રા દેવીનું સેવન કરતા હતા તો કોઇ નીચ પુરૂષો પરનિંદા આદિ કરી પાપનો બોજો લાવતા હતા, તો કોઇ ધર્મપ્રેમી ધર્માભ્યાસ કરી કાળ નિર્ગમન કરતા હતા. એવા સમયમાં ઉપરની જ્ઞાતિનો લગ્નગાળો આવી પહોંચ્યો, જેથી બહાર ગામથી લોકો આવી એકઠા થવા લાગ્યા ને છેવટે તમામ જૈનો એક માસની ફુરસદ મેળવી ઘેર વાળાં વાસી મનને આલ્હાદ આપવા પાટનગરમાં એકઠા થયા. તે વખતે શહેરની શોભા કંઇ જુદાજ પ્રકારની થઇ રહી હતી, એટલે કે વાટે કે ઘાટે, ચોરે કે ચૌટે, કુશેરી કે બજારે, પુર કે પાદર, ગામ કે વન, ઘર કે બહાર, જ્યાં ત્યા બસ પીળા ચાદલીયા અર્થાત્ લગનીયા જૈનોજ નજરે પડતા હતા, જેમાના ઘણા જણ પોતાના ગામમાં જૈન મંદિર નહીં હોવાના કારણથી અગર હોય તોપણ શ્રદ્ધાન નહીં હોવાના કારણથી પોતાને કોઇ દોષ ન આપે જેથી મોટા મોટા કેસરીઆ ચાંલ્લા કરી ફરતા હતા. બાકી નહોતા જતા તે મંદિરે કે નહોતી તેમની શ્રદ્ધા, પણ લોકોને જણાવવાના ખોટા આડંબરથી ચાલ્લા કરતા હતા અને સુખમાં કાળ વીતાડતા હતા. તે વખતે અનેક જમણો થતાં હોવાથી ગામની મજુરીયા વર્ગને દળવા ખાંડવાની રોજી ઠીક ચાલતી હતી અને જંગલનાં પંખીઓ જેવાં કે ગીધ, કાગડા, સમરી, વિગેરેને ખાવાનો ભક્ષ પણ ઠીક મળતો, જેથી તેઓ સંતોષ પામી તેમની ભાષામાં ગુપ્ત આશીર્વાદ આપતાં, જેથી જૈનોને બીજું કાંઇ ધર્મકાર્ય કરવાની જરૂર રહેતી નહિ અને ટૂંકામા તે કરતા પણ નહિ, પણ રાત્રે મંદિરના કંપાઉન્ડમાં અગર એવી બીજી જગ્યાએ એકત્ર થઇ સહેજ વાતો ચલાવી વિખેરાઇ જતા હતા, પણ નહીં કરતા

કોઇ સભા કે નહોતું આપતું કોઇ ભાષણ, જેથી એ જ્ઞાતિ પછાત પડેલી હતી, કારણ કે —"તે જ્ઞાતિ મૂળથી વહેમી ને વળી ભૂલે કરડ્યા" એમ કોઇ ધર્મના ઉંડા જ્ઞાનવાળો નહિ, તેમજ જે ઇંગ્લીશ ભણેલા છે તેઓ તો ધર્મશિક્ષણના અભાવે વદન નાસ્તિક થયેલા. કદાચ કોઇ ધાર્મિક લાગણીવાળા હશે તો તે તો બહાર પડનારજ નહિ, જેથી તેનું નામ કંઇજ નાહ. એ સૂત્ર પ્રમાણે તેઓ ઉન્નતિને રસ્તે ચઢી શકતા નહિ. તેમજ એવી સાતસો ઘરની જ્ઞાતિના પાટનગરમાં જ્યાં બંને ગચ્છના ભટ્ટારકો પડયા પાથર્યા રહે છે, તેમ તેમના પંડિતો પણ હોય છે, તે છતાં ત્યાં નથી જૈન શાસ્ત્ર શીખવવાની શાળા કે નથી રાત્રિ પાઠશાળા. એ બાબતમાં મુસલમાનોને ધન્યવાદ ઘટે છે કે તેમનાં જે ગામમાં પંદરેક ઘર હોય ત્યાં ઉર્દુશાળા હોયજ, તો તે પ્રમાણે આપણી સાતસો અરે બાજુનાં બસો ઘર વચ્ચે એક પણ પાઠશાળા નહિ, તે શું શરમાવવાની વાત નથી? બંધુઓ, ઉઠો, તૈયાર થાઓ; પાઠશાળા ખોલો અને તેમાં સભાના દરેકને પોતાના બાળકને ભણાવવાની ફરજ પાડો. તેમ ભટ્ટારકોને શિક્ષણ આપવાની ફરજ પાડો કે જેનાથી શિક્ષકનો પગાર ખચશે તેની સાથેજ આચાર્ય દ્વારા શિક્ષણ અપાશે તેથી બાળકો પણ હોશિયાર થશે, માટે તેને માટે અત્યારેજ ઠરાવ કરો અને પાઠશાળા સ્થાપન કરી બાળકોને જૈન દર્શનનું ઉંડું રહસ્ય સમજાવો, તોજ તમારો ઉદય જલદી થશે,

(૨)

હવે મૂળ વાત પર જઇએ. ઉપરની ધમાલ જે વખતે ચાલી રહી છે, તે અરસામાં એક ભેદભર્યું લગ્ન થવાનું હતું, જેનો મૂળ પ્રતિહાસ નીચે મુજબ છેઃ—

એક નદીસંગમ નામના ગામમાં રહેતો એક જૈન પુરુષ કે જેનું નામ ભીમાશા કરીને હતું તેને એક કન્યા ચૌદ પંદર વર્ષની ઉમરની હતી. તેનું સગપણ કરવાનું હતું ને લાયક વર મળતો નહીં, જેથી ભીમાશા તેમજ તેમનાં પત્ની શીલકોર ઉદાસ રહેતાં હતાં, તેજ અરસામાં (અર્થાત્ ઉપરના લગ્ન અવસરની પહેલાં ચાર માસ પર) એક શાહપુર નામના ગામડામાં રહેતા શેઠ જયકીસનદાસના પુત્ર ત્રિલોકચંદ કે જેની ઉમર ૪૮ વર્ષ લગભગની હતી, તેની સ્ત્રી મરણ પામી. તે મરનાર સ્ત્રી બીજીવારની હતી તેમ તેને ઘેર પુત્ર પુત્રીની સંતતિ પણ ઠીક હતી.

તે શ્રેષ્ઠી (બીજવર) ને ત્યાં ઉપરના ભીમાશાએ પોતાની કન્યાનું સગપણ કરવા એક માણસને મોકલ્યો, તેને કહેલું કે બરોબર તપાસ કરી યોગ્ય વર હોય તોજ સગપણ કરજો, નહિતો પાછા આવજો, પણ આવનાર માણસે ત્રિલોકચંદના બાપે ઇન્કાર કર્યો તે છતાં પરાણે પરાણે સગપણ નક્કી કર્યું. અરે! **દીવો સાથે રાખી કુવામાં** પડયો અથવા કહો કે પોતાના પગપર પોતેજ કુહાડો માર્યો. આવી રીતે કામ કરી તે માણસ પોતાને ગામ ગયો. પછી જ્યારે કન્યાના બાપને ખબર પડી કે વેવીશાળ કરેલો પુરુષ ૪૮ વર્ષની વૃદ્ધ ઉમરનો છે, તથા તેને બે ત્રણ સંતાન પણ છે, ત્યારે તેઓ ઘણા દિલગીર થયાં, પણ તે જ્ઞાતિમાં બદોબસ્ત હતો કે વેવીશાળ કરેલું જોડું મરે ત્યારે છુટું પડે, જેથી લાચાર થયાં. જ્ઞાતિના આવા કઠંગા રીવાજોને પણ ધિક્કાર છે કે જેનામાં ઉપરના જેવો અયોગ્ય લગ્નો થવા વખત આવે તે છતાં તે તોડવાનો ધારોજ નથી. તેમજ નાનપણમાં લગ્ન સંબંધમાં જોડી દે છે, જેથી કરી ઘણાં કજોડાં બને છે, જેનાથી સંસાર ઘણોજ દુઃખમય બની જાય છે, અને અંતે વંશવૃદ્ધિ પણ અટકે છે. માટે જૈનો,! વિચાર કરો અને આવાં સગપણ બંધ કરો તેની સાથે અયોગ્ય થયેલાં સગપણોને બીજી જગ્યાએ સગપણ કરવાની છૂટ આપો.

હવે સગપણ થયા પછી બધી વાત જણવામાં આવવાથી કન્યાનાં માબાપ દિલગીર થયા

તેની સાથે એમ પણ ધારીનેજ બેઠાં કે ક્યારે એમાંથી એકનું મૃત્યુ થાય કે-આપણને જંપ વળે, પણ 'કરણી તેવી પાર ઉતરણી,' એ અનુસાર તેમ બન્યું નહિ, પણ જોડું કાયમ રહ્યું. હવે **લગ્નગાળો** નજીકમાં આવવા લાગ્યો, તેમ તેમ કન્યાનાં માબાપ વધુ વધુ દિલગીર થવા લાગ્યાં અને એ ચિંતાને લીધે એમનું શરીર ઘણું શોષાવા લાગ્યું, પણ ઇલાજ હતો નહિ. એટલે કરે શું? .

ધીમે ધીમે **વૈશાખ** માસ આવી પહોંચ્યો અને કન્યા મોટી ઉમરની થયેલી, તેમજ ભરાવદાર બાંધાની હોવાથી લગ્ન લીધા સિવાય છુટકો નહિ. કારણ કહ્યું છે કે-જે પુરુષ રજુવંતી કન્યાને પોતાને ઘેર રાખે છે, તે પોતાના પુત્ર સહિત બાલહત્યા નામના પાપમા પડે છે. એ દૃષ્ટાંતને યાદ આણી કન્યાના બાપે લગ્ન જોવરાવવા જ્યોતિષીને આમંત્રણ કર્યું. જોશીએ આવી લગ્ન નક્કી કર્યું, પણ કન્યાના કર્મને દોષે કહો કે પછી જોશીની ભુલને લીધે લગ્નમાં ખામી હતી, તે જોશીના જાણવામાં આવી નહિ અને **બીજ** મહુર્તે લગ્ન દિવસ મુકરર કર્યો, ને તરતજ પત્રિકામાં લખી કન્યાના સાસરે રવાના કરી આ તરફ કન્યા શિક્ષિત હોવાથી ને તેનો પતિ વૃદ્ધ છે, એમ તેના જાણવામાં આવવાથી છાતીફાટ કલ્પાંત કરવા લાગી. તેમજ તેનાં માતા પિતા પણ ગુપ્ત રીતે રડતા હતાં, પણ ઇલાજ હતો નહિ.

લગ્ન દિવસ મુકરર થયા પછી કન્યાના બાપને એવા બે માણસોની ખોટ પડી કે જેના સિવાય તેને ચાલે નહિ તેમજ લગ્ન વખતે પણ તેઓની જરૂર પડત, પણ કર્મ બળવાન છે, એ વાત ધ્યાનમાં રાખી લગ્ન કાર્યને માટે બન્ને પક્ષના માણસો પાટનગરમાં પોતાના ગૃહ સંસાર સહિત આવી પહોંચ્યા અને ત્યાં કેવી રીતે રહેવા લાગ્યા તે વાત પાછળ આવી ગઇ છે.

હવે લગ્નગે (લગ્ન અવસરે) પાપડ તથા વડી બન્ને ઘેર થવા લાગ્યાં, પણ એકે તરફના માણસો પ્રસન્ન હતા નહિ. પછી શુભ મુહર્તે બન્નેને ઘેર **માંડવા મુહૂર્ત** અર્થાત સ્તંભારોપણ કર્યું, પણ બીજાં લગ્નની માફક વાજાંનો ધ્વનિ તથા **મંગલ ગીતો તો એકે તરફ હતાંજ** નહિ, જેથી પ્રેક્ષકના મનમાં એમ થયા વિના રહેતું નહિ કે આ નીચ વર્ણના નાતરા કરતાં પણ ભૂંડો બનાવ છે. લગ્નને દિવસે સવારથી **કન્યાના રૂદનનો પાર હતો** નહિ. બન્નેએ પીઠી ચોળી અને મિથ્યાત્વી ચાલ, ગોત્રઘરો, શાંતક, કન્યાનું વરના ઘર પર સેવો જમવા આવવું, કન્યાને ત્યાં વરનું જમવા જવું, વિગેરે કાર્ય થયા.

લગ્ન સમયે આપણા **બુઢ્ઢા વરરાજા** એક નાજુક ઘોડા પર સ્વાર થઇ પાંચ માણસના સરઘસ સહિત અપ્રસન્નતાથી કન્યાના માંડવે આવી ઉપસ્થિત થયા. કલાક ઉભા રહ્યા પણ **કન્યાની માતા પોંકવા આવે** નહિ, કારણ કે પોતાની કન્યાને આવા રાક્ષસ જેવા પતિ સાથે પરણાવવા તેની હિંમત ચાલતી નહિ અને તે એટલી ધ્રુજતી હતી કે તેનાથી ઉભું પણ રહી શકાતું નહિ તથા તે વખતે કન્યાનો બાપ તો એવો જણાતો હતો કે કોઇ સ્મશાની માણસ હોય.

ઘણું ઘણું સમજાવ્યા પછી કન્યાની માતાએ ધ્રુજતે હૃદયે વરરાજાને પોંખીને મંડપમાં લીધા અને બાજઠ પર બેસાડયા. ઘણો વખત થયો, પણ ગોર આવ્યો નહિ કારણ કે આખી જ્ઞાતિમાં ગોર બે કે ત્રણ હતા. તેમજ તેને તે રાત્રે ત્રણ લગ્ન કરાવવાનાં હતાં, જેથી બીજી જગ્યાએ લગ્ન કરાવવા ગયો હતો. બંધુઓ! વિચાર કરો કે-તમારાં સંતાનોના લગ્ન યોગ્ય મુહૂર્તે થવાં નથી, તો પછીથી સુખી ક્યાંથી થાય, કારણકે કેટલોક કાળ (વખત) એવો હોય છે કે જેમાં સારૂં કાર્ય કરીએ તો તેનો વિનાશજ થાય છે, તો લગ્નનું શ્રેય ક્યાંથી થાય? માટે વિચાર કરો અને જ્ઞાતિમાં ગોરની વૃદ્ધિ કરો, તેની સાથે ગોરને યોગ્ય વખતે આવવા ફરજ પાડો, તેજ વખે

સુખી થશો ને સંસાર પણ સુખમય નિવડશે, માટે ગોરને તો મુહૂર્તેજ આવવા ફરજ પાડો. હવે લગ્ન વખત નીકળી ગયા પછી (કારણકે કન્યાનું ભાગ્યજ વાંકું હતું) ગોર આવી પહોંચ્યો. તેણે આવી એકાદ કવિતા બોલી (કારણકે તેને સંસ્કૃત જ્ઞાન હતું નહિ, તેમ જીભ પણ લથડાવી હતી) કન્યાને પધરાવરાવી તે વખતે કન્યા **છાતીફાટ રૂદન** કરતી હતી. પછી હાથજોડ (બ્રાહ્મણોમાં પૂજા વખતે કરવાની વિધિ) કરાવી વર કન્યાને **હસ્ત મેલાપ** કરાવ્યો અને અગ્નિના ફેરા વરકન્યાને ફેરવ્યા, તે વખતે ગોર બે ત્રણ શાર્દુલવિક્રિડીત છંદ ગુજરાતીમાં અશુદ્ધ ભાષામાં બોલતો બોલતો હતો. જે વખતે વરરાજાએ કન્યાના **હસ્તનું ગ્રહણ** કર્યું, તે વખતે કન્યા **કંપારી** ખાઇ પડતી પડતી રહી ગઇ, તોપણ કઠણ હૃદયના માણસો પર તેમની કંઇ અસર થઈ નહિ. રંગ ઠીક જામ્યો હતો કે લગ્ન વખતે પણ ગીત નહિ તેમ મંગલ ઘોષ નહિ. અહા! શું કર્મ દેવતાનું તાત્પર્ય છે કે તેને લીધે માણસો આ દુનિયા રૂપી રંગ ભૂમિ પર કેવા કેવા ખેલ કરી રહે છે. લગ્ન પૂર્ણ થયું અને વરરાજા પોતાને ઘેર કન્યા સાહિત પધાર્યા. ઘરની પુત્રીઓ નવી માને દેખી આનંદ પામી, પણ નવી માના પેટમાં તેલ રેડાતું હતું. કન્યાને તેનો બાપ પોતાને ઘેર તેડી ગયો.

(૩)

દિવાળી આવી. વધુ-પ્રવેશ કરાવવા અર્થાત્ વહુને તેડવા વરનો ભાઇ મહીપુર ગયો ને ત્યાંથી રડની કકળતી તે કન્યાને તેડી લાવ્યો. રાત્રે ગૃહસ્થ ધર્મની સાધનાને માટે કન્યા પતિના શયન ભુવનમાં ગઇ, પણ પતિનું વીર્ય વૃદ્ધાવસ્થાને લીધે નિસ્તેજ થયેલું હોવાથી કંઇ લાભ મેળવી શકી નહિ. આ પહેલાજ દિવસના સહવાસ પછી કન્યાને પોતાપર ગુજરનાર દુઃખ સ્વપ્રે પૂર્ણ ખાત્રી થઇ, પણ આ વખત ગામમાં અજાણ હોવાથી તેમજ ઘરમાં બીજાં માણસો હોવાથી કંઇ થઈ શક્યું નહિ, પણ ફરીથી પીયેર જઇ આવ્યા પછી તો તે ઘરની ને ગામની પૂર્ણ માહીતગાર થઇ, જેથી તેણી શેરીમાંની સ્ત્રીઓની સોબત કરવા લાગી, અને એમ કરતાં કરતાં તે સ્ત્રીઓએ તેને નીચ કૃત્ય કે જેને આપણે વ્યભિચાર કહીએ છીએ તે કરવા શીખવ્યું, અને તેણે પણ તે કૃત્ય કરવા કોશીશ કરવા માંડી, કારણકે તેને વૃદ્ધ પતિથી પૂર્ણ સંતોષ મળતો નહિ, તેમ નીચ સ્ત્રીઓની શીખવણીથી તે તે કૃત્ય તરફ વળી. ધિક્કાર છે તેમને કે જે પોતે નીચ કૃત્યો કરી બીજાને પણ તેવાં કામ કરવા શિખવે છે. આ દુનિયા પરથી તેવા માણસો ક્યારે નાશ પામશે કે, જેથી લોકો આવાં કૃત્ય કરતાં બચશે.

ધીરે ધીરે તે સ્ત્રીએ લાયક જારની તપાસ કરવા માંડી. ને તે તેને મળી પણ ગયો કે જે પણ એક જૈનજ હતો. અરે! તેને શું કહેવો ઠીક પડશે કારણ કે જે પોતાનીજ જ્ઞાતિની સ્ત્રીનું શીલ તોડવા ઉભો થયો છે. પછી તે સ્ત્રી તે તરુણ સાથે દિવસો ગુજારવા લાગી. આ વાતની જો કે તેના પતિને ખબર થઇ હતી, પણ પોતાનામાં શક્તિ હતી નહિ જેથી તે સમજીને કંઇ બોલતોજ નહિ.

પુત્રીના નીચ કર્મની જ્યારે તેની માતાને ખબર પડી, ત્યારે તે કલ્પાંત કરવા લાગી કે મેં ભૂલથી મારી પુત્રીને વૃદ્ધ પુરુષ સાથે પરણાવી, જેથી તે પોતાના ધર્મ પર પાણી ફેરવવા લાગી. હાય! મને ધિક્કાર છે, કે મેં આવી નીચ બુદ્ધિની પુત્રીને જન્મ આપ્યો. જો જમીન જગ્યા આપે તો સમાઇ જાઉં એવી રીતે રાત્રિ દિનના કલ્પાંતને અંતે તે જમ સદનમાં પહોંચી ગઈ અર્થાત્ મરણને શરણ થઈ.

આ નરક પેદા તરુણ પુરુષની સાથે તે સ્ત્રી દિવસો વીતાવતી હતી. પછી એક દિવસ બંને પ્રેમી હાસ્ય વિનોદ કરી રહ્યાં હતાં, તે હાસ્યને બદલે તરુણે પ્રશ્ન કર્યો કે વહાલા! આમ આપણે ગુપ્તપણે ક્યાં સુધી રહીશું.

જો હું આ ખોખલાને ઠેકાણે કરી દઉં, તો આપણે મનગમતા ભોગ ભોગવીએ. સ્ત્રીએ કહ્યું કે વહાલા, એ વાત ખરી પણ તેમનો નાશ કેવી રીતે કરવો તે જણાવો તો પછી કામ ફતેહ થઇ જાય. તરૂણે કહ્યું કે તું આજે તેને આ પડીકું ભોજનમાં સાથે આપજે (તે પુરૂષે સોમલનું પડીકું તે દિવસે આપ્યું હતું) જેથી ચાર દિવસમાં ધીમે ધીમે પલળીને તે ડોસો નાશ પામશે અને આપણા આ કૃત્યની કોઇને ખબર થશે નહિ. શાથી કે—ચાર દિવસના મંદવાડ પછીજ ડોસાનું મરણ થશે, માટે તું વારે આ કામ કરજે. હું હવે જાઉં છું કારણ ડોસાને આવવાનો વખત થઇ ગયો છે. પછી તરૂણ પોતાને ઘેર ગયો. અને તે સ્ત્રીનો પતિ ઘેર આવ્યો એટલે ભોજનમાં વિષનો પ્રયોગ અજમાવ્યો. અરે! **પોતે પોતાની મેળે વિધવા થવા તૈયાર થઇ!** અરે! નીચ વિષય સુખ! તને ધિક્કાર છે કે તું તારો અધિકાર જમાવી માણસ પાસે ન કરાવવાનાં કૃત્ય કરાવી બેસે છે

ચાર દિવસે ઝેર દ્વારા ડોસો મરણ પામ્યો અને તરૂણ તેમજ તે દુષ્ટ સ્ત્રી પ્રસન્ન થયાં, પણ બહારના ખોટા આડંબરથી તે સ્ત્રીએ છાતીફાટ કલ્પાંત કરવા માંડ્યું અને પોતાના માતાપિતાને ગાળો દેવા માંડી કે ઓ દુષ્ટ માબાપ ! તમને બીજો મારો વર મળ્યો નહીં કે આવા ટુંક આયુષ્યવાળા સાથે મારૂં લગ્ન કર્યું ? **જો તમને વર ન મળ્યો તો મને મારી નાંખવી હતી, પણ આવી વિધવા બનાવવી નહોતી.**

(૪)

શેઠની આબરૂ ગામમાં ઠીક હતી. જેથી લોકો ઘણા દિલગીર થયા અને સગાંવહાલાં કાણે આવવા લાગ્યાં, જેમાંનાં જે ખરી લાગણીવાળાં હતાં તે તો અંતઃકરણથી રડતાં હતાં, પણ જે દેખાદેખી આવતાં હતાં તે તો ઉલટી તે સ્ત્રીના કૃત્યની વાતો કરતાં ને બારમાનું ક્યારે થશે તે પૂછતાં. સ્ત્રીઓ ચકલે ચકલે છાતી ખુલ્લી કરી કૂટતી હતી ને રાજીયાં ગાતી હતી. અહા! કેવો નીચ સમય કે જે જૈનોની સ્ત્રી પડદે રહી કોઇ પુરૂષને પોતાનું મુખ પણ બતાવતી નહિ, તેજ જૈનોની સ્ત્રીઓ ચકલે ને વળી પુરૂષોની હદ વચ્ચે ઉઘાડી છાતીએ કૂટે છે. અહા! કળીકાળ! તને ધિક્કાર છે, કે, તું જળને ઠેકાણે સ્થળ ને સ્થળને ઠેકાણે જળ બનાવવા બેઠો છે.

બાર દિવસ સુધી લોકો કાણે આવવા લાગ્યા, પણ પછી તો ધીમે ધીમે બંધ થયા, ને સ્ત્રીને ગામના જૈનોએ બારમાની સામગ્રી કરવા સમજાવવા માંડી. અને સામગ્રી થઇને **બારમાનો દિવસ** નક્કી થયો, ને તે યુવાન સ્ત્રીના પતિનું બારમું ખાવા ગામેગામથી સગાંવહાલા એકઠાં થયાં, ને જમી જમી પોતાને ઘેર ગયાં ને સ્ત્રીએ પણ ધીમે ધીમે શોકને તિલાંજલી આપવા માંડી.

તે સ્ત્રીનો બાપ તો પોતાની કન્યા રંડાવાથી ઘણો ખેદખિન્ન થયો ને તેજ ચિંતામાં તે પણ મૃત્યુ પામ્યો. અરે! એકજ કન્યાના વૃદ્ધ સાથે લગ્ન થવાથી ચાર માણસો નાશ પામ્યાં ને હજુ કોણ જાણે શુંએ થશે? જેમ જેમ દિવસો વીતવા ગયા તેમ તેમ સ્ત્રીએ શોક સમાપ્ત કરવા માંડ્યો ને આખરે પહેલાંની માફક પોતાના જારની સાથે છુટથી વ્યભિચાર કરવા લાગી. આનાં આ કૃત્યથી તેની ઓળમાની કન્યાઓ પણ ખેદખિન્ન થઇ બાપને ઘેર આવતી બંધ થઇ. આ વાત ધીમે ધીમે આખી જ્ઞાતિમાં ફેલાઇ ગઇ ને તેને ઘણા જણ શિખામણ દેવા આવ્યા, પણ યુવાની વિકાર સમાવી ન શકવાથી કોઇની વાત ધ્યાનમાં લીધી નહિ ને ઇચ્છાનુસાર નીચ કૃત્ય કરવા લાગી. પુરૂષ તે સ્ત્રીને તે ગામમાંથી નાશી જવાનું સૂચવતો હતો, પણ થવા કાળના મોઢા આગળ કોઇ ડાહ્યું નથી, જેથી તેણે માન્યું નહિ કે તેને તે જારથી ગર્ભ રહ્યો ને તે તેણે, આખરે સ્રાવ કરવા ઘણી મહેનત લીધી, પણ

कार्य करनेमें कायर व डरपोक न हों—यदि शांतिसे धर्म पालते हुए मरण भी होजाय या कोई मार भी डाले तो भी कोई हर्ज नहीं है क्योंकि धर्मार्थ प्राण विर्जन शुभ गतिका कारण है। ऐ दिगम्बर जैनियो! अपने पैरों खड़े हो—पर्वतराजकी भक्तिमें दृढ़ रहो कोई रोके रुको नहीं किंतु महान कष्ट सह कर धर्म पालो। जिन टोंकोंसे तीर्थंकरोंने मुक्ति पाई है वे हर एक जैनको माननीय हैं—उनकी भक्ति करना अपना धर्म है—यदि कोई धर्म साधन न करने दे तो प्राणत्यागना भला है पर धर्मकी रूकावटका अपमान अच्छा नहीं।

यदि कोई श्वेताम्बरी इसी रुकावट डालनेमें ही धर्म समझते हों तो समझें पर जो जैन धर्मसे कुछ भी विज्ञ है वह ऐसी रुकावट डाल कर अपने लिये महान अंतरायकर्मका बंध नहीं कर सकता। यदि महात्मा गांधीके समान सत्य पर कायम रहोगे व स्वयं दुःख सहोगे, दूसरोंको कष्ट न दोगे अवश्य तुम्हारे धार्मिक हकोंकी रक्षा होगी।

ब्रह्मचारी शीतलप्रसादजी।

---

## क्या 'अर्जुन' नहीं छूटेंगे?

क्या पण्डित अर्जुनलालजी सेठी काराग्रहकी घोर यातनाएँ सहते ही रहेंगे? हमारे तन्त्र मन्त्र सब रक्खे ही रहेंगे, उनसे कुछ सफलता न होगी? क्या सरकारको उचित है कि वह निरपराध, धर्मश्रद्धालु व्यक्तिको काराग्रहमें डालकर उसकी धार्मिक क्रियाओं और विचारोंमें विघ्न डाले? जिस व्यक्तिने आनतक अपने जीवनमें किसीका बुरा नहीं विचारा, जिसने समाजके हितके लिये सभा, समितियां खोलकर समाजका उपकार किया, आज वे ही पं० अर्जुनलाल सेठी काराग्रहकी यातनायें भोग रहे हैं।

प्यारे जैन जातिके वीरो! यदि तुम अकलंककी सन्तान कहलाते हो, यदि तुम जातिका उद्धार करना चाहते हो, तो तुम ऐसी घोर निद्राको त्यागो, उठो, जागो। सब जातियां अपनी२ उन्नतिके लिये आगे पैर बढ़ा रही हैं, तुम भी कुछ कर डालोगे तो अच्छा है। तुम्हारी जातिका नेता, शिक्षाप्रेमी, धर्म श्रद्धालु, जैन समाजको जीवन अर्पण करनेवालेको क्यों नहीं अन्यायसे बचाते, अपनी न्यायरूपी कृपाणसे क्यों रक्षा नहीं करते, अब तन, मन, धनसे **प्रण** और **ऐक्यता**से यदि काम करोगे तो मैं दावेके साथ कह सकता हूं कि आप अपने कार्यमें सफलता प्राप्त कर सकोगे। शिक्षा प्रेमीको तो क्या यदि आप चाहेंगे तो सुमेरुको भी हिलाकर उखाड़कर फैंक सकते हैं—एक महात्माका वचन है कि—

चारिमनें चारि हूं दिशातें चार कोन गहि,
मेरुको हिलायके उखारें तो उखरि जाय॥

इसलिये प्यारे मित्रो! आप अपने हृदयमें प्रण और ऐक्यताको रखकर काम करो। यही उन्नतिकी जड़ और सब सुखोंका भण्डार है। प्रण व ऐक्यता करनेवालोंसे क्या क्या सिद्ध नहीं होता? अर्थात् सब कार्य सिद्ध होसकते हैं। अतः निम्नलिखित कविताको हृदयपट पर घोर आन्दोलन करो, यही मेरी भावना है—

प्रण।

वैर प्रीति करिवेकी मनमें राखै शक,
 राज राव देखिके न छाती धाकै धारकी।
अपनी उमगकी निवाहिवे की चाह जिन्हे,
 एकसो दिखात तिन्हें बाघ और बाकरी ॥१॥
ठाकुर कहत मैं विचार कईबार देख्यो,
 यहै मरदाननकी एक बात आकरी।
गही जौन गही जौन छाड़ी तौन छाड़ी दई,
 करी तौन करी बात ना करी सो ना करी ॥१॥

ऐक्यता।

शामिलमे पीरमें शरीरमें न राखै भेद,
 हिम्मतसे कपट उघारै तो उघरि जाय।
ऐसो ठान ठानै तो विना हू जन्त्र मन्त्र कीन्हें,
 सापके जहरको उतारै तो उतरि जाय॥
ठाकुर कहत कुछ कठिन न जानौ यह,
 हिम्मत किये ते कहो कहा न सुधरि जाय।
चारि जनें चारि हू दिशातें चार कोन गहि,
 मेरुको हिलायके उखारै ता उखरि जाय ॥२॥

सतीशचन्द्र गुप्त, सूरत।

---

## "सेठ नवलचंद हीराचंद–स्मारक फंड."

જૈન કોમને અંધકારમાંથી ઉન્નતિને માર્ગે દોરનાર મુંબાઇ નિવાસી શેઠ નવલચંદ હીરાચંદ ઝવેરીની યાદગીરી કાયમ રાખવાને માટે શેઠ હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડિંગને અંગે ખોલવામાં આવેલા 'શેઠ નવલચંદ હીરાચંદ સ્મારક ફંડ'માં નિમ્ન લિખિત સદ્ગૃહસ્થો તરફથી નીચે પ્રમાણે રકમ ભરાયાં આવી છે, જે ઘણા આભારસહ સ્વીકારીએ છીએ.

૨૫૧) શ્રીમાન શેઠ ગુ સુખરાય સુખાનંદજી
૧૦૧) શ્રી શેઠ સુરજમલ લલ્લુભાઇ ઝવેરી
૧૦૧) ,, શેઠ નાથારંગજી
૧૨૫) ,, શેઠ તુલસીદાસ તીભોવનદાસ
૧૦૧) શ્રી શેઠ નારણદાસ અર્જુનમલ
૫૧) ,, ,, બાબુ જુગમંદિરલાલજી જૈની
૧૧) ,, ,, જૈની વિષ્ણુ મીઠારામ
૫૧) ,, ,, મોહનલાલ ચુનીલાલ
૫) ,, ,, ગોરધનદાસ જગજીવનદાસ
૫૧) ,, ,, માધવદાસ અમરસી
૫૧) ,, ,, સુરજમલ ભોજુભાય સોલીસીટર
૫૧) ,, ,, ચુનીલાલ હેમચંદ જરીવાળા
૪૧) ,, ,, ઠાકોરદાસ ભગવાનદાસ ઝવેરી
૪૧) ,, ,, જયચંદ માનચંદ
૩૧) ,, ,, ભાઇશંકરગુભાઇ મીયાંચંદભાઇ
૪૧) ,, ,, લલ્લુભાઇ લક્ષ્મીચંદ ચોકસી
૨૫) ,, ,, મથુરદાસ લાલજી
૨૧) ,, ,, જીવનલાલ ત્રીભોવનદાસ
૧૩) ,, ,, નાનચંદ કસ્તુરચંદ મોદી
૧૧) ,, ,, અમરતલાલ વિઠ્ઠલદાસ ધામી
૧૫) ,, ,, મગનલાલ દામોદરદાસ
૧૫) ,, ,, માણેકચંદ લાલચંદ ચોકસી
૫) ,, ,, અરમણજી બમનજી વૈદ્ય
૭) ,, ,, મનોહરલાલજી પંડિત
૫) ,, ,, શંકર કાશીનાથ સોની
૧૧) ,, ,, કસ્તુરચંદ ખેચરદાસ
૨૧) ,, ,, જેસીંગભાઇ મછાચંદ
૧૫) ,, ,, કાપડીઆ જે. સી એન્ડ કો
૧૭) ,, ,, મનસુખલાલ તથા મોહનલાલ
૨) ,, ,, સોમચંદ બાપરદાસ
૨૧) ,, ,, નારણદાસ પરસોતમદાસ
૧૧) ,, ,, નાથુભાઇ હેરીદાસ
૭) ,, ,, હીરાચંદ ઉગરચંદ
૧૫) ,, ,, અમથાલાલ ખેમચંદ
૧૫) ,, ,, સી. આર. દેશાઇ
૧૦) ,, ,, મોહનલાલ મોતીચંદ
૧૫) ,, ,, પ્રેમચંદ ધનચંદ
૧૦) ,, ,, નિહાલચંદ ગીરધરલાલજી
૭) ,, ,, માણેકચંદજી એનાડા
૭) ,, ,, બિહારીલાલજી
૫) ,, ,, બાલચંદ મહાદેવ

११) શ્રી શેઠ રાધુભાઇ દેવચંદ દોભાડા
७) ,, ,, જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય
११) ,, ,, રામચંદ મોતીચંદ
५) ,, ,, નારણદાસ રણછોડદાસ
३१) ,, ,, મથુરદાસ મનજી
११) ,, ,, ઝવેરલાલ શંકરલાલ
५१) ,, ,, પ્રેમચંદ મોતીચંદ
५१) ,, ,, રતનચંદ ખીમચંદ સંઘવી
५) ,, રતીલાલ મગનલાલ દેશાઇ
३) ,, ,, મોતીલાલ ધરમચંદ કોઠારી
३) ,, ,, કાલીદાસ ફુલચંદ શાહ
४) ,, કેશવલાલ દલાભાઇ શાહ
१) ,, ,, એ૦.જે૦ પાટીલ
२) ,, ,, દીપચંદ ભાઇચંદ શાહ
२१) ,, ,, મનોહરલાલ મુકુંદીલાલ
१०२) ,, ,, પ્રેમાનંદ નારણદાસ
१५) ,, ,, જેઠાલાલ ત્રીકમદાસ
५) ,, ,, માણેકલાલ શામજી ઝાંટકીઆ
११) ,, ,, ગણપત ઉગરચંદ મોદી
१०) ,, ,, કેવળદાસ કીલાભાઇ
२५) ,, ,, એમ૦ એલ૦ વર્ધમાનૈયા
५) ,, ,, ચીમનલાલ નેમચંદ
५) ,, ,, હરજીવનદાસ રાયચંદ શાહ
२) ,, ,, સી૦ એલ૦ મહેતા
२) ,, ,, ચંદુલાલ શકરચંદ
२) ,, ,, એક ઓર્ડર
५) ,, ,, એચ. જી. મહેતા
३) ,, ,, ડી. પી. શાહ
५) ,, ,, મોહનલાલ દલીચંદ દેશાઇ
७) ,, ,, મકનજી જુઠાભાઇ મહેતા
२) ,, ,, ખીમચંદ અમરચંદ દીવાન
१) ,, ,, ચંદુલાલ અમરતલાલ
२) ,, ,, મોહનલાલ પ્રેમચંદ શાહ
) ,, ,, એન. કે. શાહ
) ,, ,, ચુનીલાલ શીવલાલ શાહ
,, ડાલાભાઇ મગનલાલ પરીખ
,, ભાઇલાલ કાળીદાસ શાહ

१. कि कारा और त्यागमतके

४) શ્રી શેઠ દામોદરદાસ વ્રજલાલ
२) ,, ,, સી. એસ. સંઘવી
२) ,, ,, વી. એમ. લાકડાવાળો
१) ,, ,, આર. જી. ગુજર
३) ,, ,, સી. એલ. મહેતા
१०) ,, ,, સાયમા મેવાડા પંચ
३) ,, ,, મગનલાલ વલમજી
२) ,, ,, હીમતલાલ વરજીવનદાસ
२०) ,, ,, એ. બી. લઠ્ઠે એમ. એ.
२५) ,, ,, માનાજીરાવ અને ખેરાજ ઓધા
२) ,, ,, શા. તલકચંદ નરોતમદાસ
३) ,, ,, ચીમનલાલ નરસિંહદાસ
५) ,, ,, ડી. વાય. આલટેકર
२५) ,, ,, સુલેમાનજી ડોસાભાઇ
५१) ,, ,, અનુપચંદ માણેકચંદ
२१) ,, ,, કુંદનજી કપુરચંદ ધિયાવાળા
५१) ,, ,, સદાશીવ લક્ષ્મણ
११) ,, ,, છગનલાલ બેહેચરદાસ
११) ,, ,, ચુનીલાલ વેણીદાસ
२) ,, ,, નેમચંદ ઊગરચંદ
१) ,, ,, એલ એ. શાહ
११) ,, ,, તલકચંદ સખારામ
१) ,, ,, ડી. કે. શાહ
११) ,, ,, મોતીચંદગીરધરલાલ સોલીસીટર
१५) ,, ,, રીખવદાસ મન્નાલાલ
२५) ,, ,, શીવજીભાઇ દેવશીભાઇ
१५) ,, ,, ચુનીલાલ કાળીદાસ
१) ,, ,, છોટાલાલ બેહેચરદાસ
१) ,, ,, એ. સી. શાહ
१०) ,, ,, છોટાલાલ ઘેલાભાઇ ગાંધી
२५) ,, ,, ભગવાનદાસ છગન પનજી
२) ,, ,, એસ. પી. ખજાસુરીઆ
१) ,, ,, જે. એમ. ગુજર
२) ,, ,, એલ. એ. ફલટાણી
२) ,, ,, બી. એ. ભોગાર
२) ,, ,, મુલચંદ બેહેચરદાસ
३) ,, ,, ગુંજલ પી. એમ.

